# દે · વ · દૂ · ત

કેશવલાલ કાશીરામ જાની
બી. એ., એસ. ટી. સી.

: સોલ એજન્ટ :
વર્ધમાન એન્ડ સન્સ
પાયધુની ટ્રામ જંકશન : મુંબઇ નં. ૩

પ્રકાશક
જનાર્દન અંબાશંકર દવે,
દવે રેડિયો લૅબોરેટરી,
જેતપુર (કાઠી)

જેમના સંસ્કારધનને પરિણામે
સાહિત્યિક જીવન માટેની
પ્રેરણા મને વારસામાં
મળી છે

એ

પૂજ્ય પિતાશ્રી

સ્વ. કાશીરામ અંબાશંકર જાનીના

પુણ્યાત્માને
વંદન પૂર્વક

અર્પણ

કે. કા. જાની

# પ્રસ્તાવના

લલિત વાઙ્મયમાં નવલિકાનું સ્થાન અનોખું છે. નવલિકાનું સર્જન, સામાન્ય જનસમાજ માને છે તેટલું સુસાધ્ય નથી. શક્ય તેટલી અસરકારક રીતે અને તેટલાં ઓછાં પાત્રો અને પ્રસંગોની મદદથી રચેલી વાર્તા એટલે નવલિકા. દરેક લલિત લેખનની માફક, નવલિકા પણ નિર્જીવ શબ્દો દ્વારા જીવંત ભાવના નિર્માણ કરવાનું સબળ સાધન છે. શબ્દો દ્વારા ભાવનાની અસરકારક નિર્મિતિ કરવાનું કામ સરલ નથી, છતાં પણ વ્યાસંગથી અને અભ્યાસથી સાધ્ય બને છે. ઑક્સિજન વાયુનું હવામાં જેટલું મહત્ત્વ છે તેટલું જ લલિત લેખનમાં ભાવનાનું મહત્ત્વ છે. માનવહૃદયમાં સુપ્ત રહેલી ભાવનાઓને આહ્વાન આપી જાગૃત કરવી, તેમને દિશાસૂચન કરી ગતિમાન બનાવવી, ચેતવણી આપવી–એ બધું નવલિકાદ્વારા યોગ્ય શબ્દો યોગ્ય પ્રસંગે યોજી કરી શકાય છે. જે નવલિકા મનુષ્યની સુપ્ત ભાવનાઓને જાગૃત કરી શકતી નથી તેને નવલિકા કહેવી કે કેમ તે વિચારવા જેવું છે.

ઉપર્યુક્ત વિચારસરણી અનુસાર આ સંગ્રહની નવલિકાઓની પસંદગી કરવામાં આવી છે.

મરાઠી માસિકોમાંની કેટલીક નવલિકાઓ રુચિકર લાગતાં, મેં અનુવાદ કરવાનું શરૂ કર્યું, ત્યારે કલ્પના પણ નહોતી કે અઢી વર્ષ જેટલી ટૂંક મુદતમાં જ આવો સંગ્રહ હું પ્રગટ કરી શકીશ. સામયિકોના સંચાલકો તરફથી મને મળેલ ઉત્તેજન પણ આ પુસ્તકની પ્રસિદ્ધિ માટે જવાબદાર છે.

'લાલટોપી' અને 'ગુલામગીરીને રામ રામ' સિવાયની નવલિકાઓ અગાઉ સામયિકોમાં પ્રગટ થઇ ગયેલ છે. સંગ્રહમાંની બધી નવલિકાઓ **'કિર્લોસ્કર'** અને **'મનોહર'** (મરાઠી માસિકો)માંથી અનુવાદિત છે, અને અનુવાદ માટેની પરવાનગી આપવા બદલ સદરહુ માસિકોના સંચાલકનો હું આભારી છું. આ પુસ્તકના પ્રકાશન માટે, સંસ્થાન ભાવનગરના **નેક** નામદાર મહારાજા સાહેબ તરફથી, ગ્રંથોત્તેજક કમીટી દ્વારા, મને જે ઉદાર મદદ મળેલ છે તે બદલ હું તેમનો ઋણી છું.

**જેતપુર (કાઠી)**
ભાઇબીજ, ૧૯૯૯

**કે. કા. જાની**

# સાંકળિયું



ચિત્રકાર : :      : : કનુ દેસાઈ

'તમને માતાજી હાજરાહજૂર છે એ ખરૂં ને ?'
'તે બધું ખોટું છે !'

[પૃષ્ઠ ૧૪]

## ૧

# દેવદૂત

**મા**ણસના સ્વભાવ ઉપર તેના ધંધાની અસર થાય છે, એમ હું માનું છું. મારૂં આ કથન સાંભળી ઘણાને હસવું આવશે; તેમાંના કેટલાક (જેમણે મહાભારત વાંચ્યું હશે તેઓ) મને પેલા ખાટકીની વાર્તા સંભળાવવા તૈયાર થશે. ખાટકીનો ધંધો કરવા છતાં બ્રહ્મ-જ્ઞાનનો ઉપદેશ કરનાર તે વ્યક્તિ માટે મને માન છે એ હું કબૂલ કરૂં છું; પણ મહાભારતકાર વ્યાસની કલ્પનાશક્તિને વંદન કરીને મારે કહેવું પડે છે કે, તેમણે આલેખેલું ખાટકીનું પાત્ર એ અદ્‌ભૂત રમ્ય વ્યક્તિ છે; જગતમાં આપણને ડગલે પગલે મળી આવતી વ્યક્તિ નથી.

આવી બાબતમાં એક મણ કલ્પનાં કરતાં રતિભાર અનુભવ અધિક શ્રેયસ્કર છે, એની કોણ ના પાડશે? મારો જ દાખલો લઇએ! કૉલેજની વાગ્વર્ધિંની સભામાં મેં ભૂલેચૂકે પણ હોઠ ઉઘાડયા નહોતા. જે બાબતોનો પોતાના જીવન સાથે કાંઇ સંબંધ નથી, અથવા જે વિષય પોતાના કાર્યક્ષેત્રથી ઘણો જ દૂર છે, તે વિષય ઉપર ગળાં તાણી બોલનારા વિદ્યાર્થીઓને જોઇને મને ઘણો અચંબો થતો. પ્રતિભા અને ઘેલછા એ બન્ને સગાં ભાંડરૂ છે, એ ઉક્તિ વક્તૃત્વ-કલાની બાબતમાં પણ લાગુ પડે છે એમ હું તે વખતે મારા મનને સમજાવતો પણ તે વેળા કોઇની મગદૂર નહોતી કે, મારા જેવો

સાદો અને ભોળો માણસ આગળ ઉપર કોર્ટમાં વિતંડાવાદ કરવા ઊભો રહેશે અથવા તો નાની નાની બાબતોમાં પોતાનો કક્કો ખરો કરવાની તાણાતાણ કરશે એવું ભવિષ્ય ભાખે !

આટલા જ માટે ભવિષ્યને અદૃષ્ટ કહેવામાં આવે છે. બી. એ. થયા પછી, પ્રોફેસર થઇ સવાસો કે દોઢસો રૂપિયા સાચા કરવા કરતાં, એક નાના ગામડામાં મારા મામાની સાથે વકીલાત કરવી વધુ લાભદાયી થશે, એમ ઘરનાં બધાં માણસોને લાગ્યું. મને પણ તે ગળે ઊતર્યું, હા, માણસો વચ્ચે મતભેદ થાય છે તે કાવ્યની બાબતમાં, અંકગણિતમાં નહિ જ ! તે નાના ગામમાં મામા મહિને ત્રણસો રૂપિયા પાડતા હતા. આથી એમ. એ. ના સંસ્કૃત પુસ્તકોને પાણીચું પકડાવી હું ' રોમન લૉ 'ની પાછળ પડયો.

એલ. એલ. બી. થયો ત્યાં સુધી પહેલાં જેવો જ ઓછાબોલો, પારકી પંચાતમાં માથું ન મારનારો, અને અગ્નિમાં તેલ હોમવા કરતાં પાણી રેડવું સારૂં એમ માનનારો હતો. પણ મામાની સાથે કોર્ટમાં પહેલો કેસ ચલાવવાની શરૂઆત કરી ત્યારથી મારામાં કોઇ સૂક્ષ્મ રીતે ફેરફાર થવા લાગ્યો ! માનવજીવન એ ઋષિનો આશ્રમ નથી, પણ દારૂનું પીઠું છે, એ અનુભવ જેટલો વકીલાતમાં થાય છે તેટલો બીજે કયાંય થતો નથી ! હાલના જમાનામાં મનુષ્યનું મન બહારથી તો સુશોભિત કરેલા દીવાનખાના જેવું દેખાય છે. તેમાં વચ્ચે વચ્ચે ઉચ્ચ વિચારપૂર્ણ ચિત્રો લટકાવેલાં માલમ પડે છે, મધુર શબ્દરૂપી ફૂલોથી ભરેલાં પુષ્પપાત્રો ટેબલ ઉપર ખીલી રહ્યાં હોય છે, આદર સત્કાર રૂપી સુંવાળા ગાલીચા સત્કારને માટે આતુર હોય છે; પણ દીવાનખાનાની બાજુની ઓરડીમાં બારણું ઉઘાડી જોઇએ, તો જૂનો સામાન, ખાલી બાટલીઓ, ભાંગેલ ફર્નિચર, ફૂટેલાં વાસણો અને વર્તમાનપત્રની પસ્તી, એ સિવાય બીજું કંઇ નજરે ચડતું નથી. તેજ

પ્રમાણે માણસના અંતઃકરણમાં ઊંડે ઊંડે જોઈએ તો કામ, ક્રોધ, લોભ, મત્સર ઇત્યાદિ વિકારોની ભયંકર લીલા જ દૃષ્ટિગોચર થાય છે. ફોજદારી વકીલની દૃષ્ટિ તે પકડી પાડયા વગર રહેતી નથી !

બોલતાં બોલતાં હું ક્યાં ચડી ગયો ! ધંધાની અસર માણસ ઉપર થાય છે તે આવી રીતે ! વકીલે કેફિયત કહેવાની શરૂઆત કર્યા પછી ટૂંકામાં પતાવ્યાનું કદી પણ સાંભળ્યું છે? પરમદિવસની અમારી લાઇબ્રેરીની સભામાં કેવી રસાકસી થઈ અને છેવટે અમારા વાર્ષિક ઉત્સવ માટે કૉમરેડ શાસ્ત્રીને બોલવવાનું કેવી રીતે નક્કી થયું, એટલું જ હું તમને કહેવાનો હતો. પણ—

ધંધાથી માણસના સ્વભાવમાં ઘણો ફેરફાર થઈ જાય છે એ મેં તે દિવસે અનુભવ્યું. હું કાર્યવાહક મંડળનો સભ્ય હોવાથી હાજર રહ્યો એટલું જ. વાર્ષિક સમારંભમાં મુખ્ય વ્યાખ્યાતા તરીકે કોને બોલાવવા તે વિષેની જે ચર્ચા ચાલી રહી હતી તે તરફ મારું જરા પણ ધ્યાન નહોતું. હું તો એક માસિકનો નવો અંક જોવામાં રોકાયો હતો. તેના મુખપૃષ્ઠ પરનો સિનેમાનટીનો ફોટો જોઇ લીધા પછી અંદરની પ્રેમકથા ઉપર મારી નજર ઠરી, અને—

તે કથાનો નાયક, નાયિકાનો પરિચય થતાં જ ચુંબન લેવા વાંકો વળ્યો, એટલામાં મારી બાજુમાં બેઠેલા માણેકલાલ વકીલે મારા ખભા ઉપર હાથ મૂકી કહ્યું, 'તમારો શો મત છે?'

મારો મત ?

તે નાયક, નાયિકાને ચુંબન આપે તેમાં મારે કંઇ વાંધો નહોતો; સત્ય સૃષ્ટિમાં એમ બને તો એ અયોગ્ય ગણાય ખરું ! કદાચ બને તો અમે વકીલ લોકો વિનયભંગની કલમ લગાડવા ખડે પગે ઊભા જ હોઇએ છીએ ! વ્યવહારમાં એવું એક ચુંબન સુદ્ધાં ભારે પડી જાય છે. પણ કાવ્યમાં અને કથામાં–હા, કાવ્ય એટલે કંઇ કોર્ટ નથી !

મને ચૂપ બેઠેલો જોઈ માણેકલાલે મારા હાથમાંનો અંક ઝૂંટવી લીધો, અને તે ટેબલ પર ફેંકી કહ્યું, 'તમારો મત આપો ને!'

'કઇ બાબતમાં?'

'આ વખતના વાર્ષિક સમારંભના તમે સેક્રેટરી થવાના છો! વ્યાખ્યાતા તરીકે બહારથી કોને બોલાવવા તે બાબતમાં અમે ગળાં તાણી રહ્યા છીએ અને તમે તો.........'

મેં ત્વરાથી ટેબલપરની યાદી મારા તરફ ખેંચી, અને તેના પર નજર ફેરવી લીધી. પહેલું નામ અમારા નજીકના દેશી રાજ્યના દીવાનનું હતું; અને છેવટનું નામ—

ક્ષણભર હું પણ ચકિત થઇ ગયો. કૉમરેડ શાસ્ત્રી!

મુંબઇની મજૂરસંઘની ચળવળ સાથે તેમનું નામ જોડાએલું હોવાથી વર્તમાનપત્રોમાં તેમનું નામ વારંવાર દેખા દેતું હતું. કૉમરેડ શાસ્ત્રીનું મૂળ વતન પાસેનાં ગામડામાં જ હતું. અને તેઓ માણેકલાલની સાથે જ ભણેલા તે મેં જાણ્યું હતું.

ધીમે ધીમે મને યુદ્ધનું સ્વરૂપ સમજાયું. કાર્યવાહક મંડળના બુઝર્ગ સભ્યો દેશી રાજ્યના દીવાનને લાવવાની તરફેણમાં હતા. પણ માણેકલાલ જેવા તરૂણ સભ્યો તેની વિરુદ્ધ હતા; તેમણે કૉમરેડ શાસ્ત્રીનું નામ સૂચવ્યું હતું.

મત લેતાં બન્ને પક્ષના મત સરખા પડયા હતા. મારો મત જે બાજુએ પડે તેને ફતેહ મળે એ દેખીતું હતું. બુઝર્ગ મંડળીએ કૉમરેડ શાસ્ત્રીની અકારણ નિંદા કરવાની શરુઆત કરી. કૉમરેડ, રશિયા, લેનિન, સ્ત્રીપુરુષ સંબંધ વગેરે અનેક બાબતો તેમણે ઉચ્ચારી! કૉલેજમાં હતો તે વખતે આવો ઝગડો મારી સામે શરૂ થયો હોત તો મેં મૂંગે મોઢે 'વૉક-આઉટ' જ કર્યો હોત. પણ અત્યારે મારા-

માંનો વકીલ જાગૃત થયો. હું માણેકલાલના પક્ષમાં ભળ્યો અને કૉમરેડ શાસ્ત્રી અમારા ઉત્સવના મુખ્ય વ્યાખ્યાતા ઠર્યા.

સમારંભના સેક્રેટરી તરીકે મેં તેમને પત્ર લખ્યો, ને તેમાં 'માતૃભૂમિનું આમંત્રણ તમારે સ્વીકારવું જ જોઈએ' અને 'માણેક-લાલને ત્યાં અગર મારે ત્યાં ઊતરવું જોઈએ' એમ લખ્યું.

પહેલી બાબતમાં તેણે મારૂં કહેવું માન્ય રાખ્યું. તેમણે જવાબમાં લખ્યું :—

'અત્યંત વ્યવસાયમાં હોવા છતાં પણ તમારૂં આમંત્રણ હું આનંદ પૂર્વક સ્વીકારી લઉં છું. તમારો પત્ર વાંચતાં જ મારૂં બાળ-પણ મારી આંખ આગળ ખડું થયું, ને અંગ્રેજી શાળામાંના જુદા-જુદા શિક્ષકોની મજા એ બધું યાદ આવ્યું. અમારા સંસ્કૃતના શિક્ષ-કને કોટના ઉપરના ખિસ્સામાં શેકેલા શિંગદાણા રાખી '**विद्वांसम् विद्वांसौ, विदुषः**' કહેતાકને ચાલાકીથી તે મોંઢામાં સરકાવી દેવાની ટેવ હતી. એક દિવસ એક છોકરાને મારવા માટે તે નીચા નમ્યા, કે તરત જ શિંગદાણા, નળમાંથી પાણી પડે તેમ, બહાર પડયા. આંગણામાં પડેલા અનાજના દાણા ચણવા ચકલાઓ દોડી આવે તેમ બે ચાર હિંમતવાન છોકરાઓ શિંગદાણા ભેગા કરવા પોતાની જગ્યા પરથી ઊઠયા પણ ખરા ! કયાંનો કયાં હું ઊતરી ગયો, નહિ ? પણ નદીના પાણી સાથે વહેવું માણસને ખૂબ ગમે છે, નાનપણની સ્મૃતિઓ સાથે વહેતાં પણ માણસને તેવો જ આનંદ થાય છે.

'તમારૂં આમંત્રણ પાછું ઠેલવું એ મારે માટે અશકય હતું ! તમારા ગામ પાસે જ રામપર નામે ગામડામાં મારૂં આખું બાળપણ ગયું છે. કુદરત હસી રહી હોય તેમ ખીલેલાં રંગબેરંગી સુગંધી પુષ્પો, આજુબાજુની નાનીનાની ટેકરીઓ, અને માતાજીનું ભવ્ય મંદિર એ બધું મને ફરીથી જોવા મળશે એ જાણી મને ઘણો જ આનંદ થયો છે.'

આવા લોકોમાં પણ કવિ હોય છે એ આ પત્ર વાંચતાં વાંચતાં હું જોઇ શકયો. કૉમરેડ શાસ્ત્રીએ અમારું નિમંત્રણ તો સ્વીકાર્યું, પણ તેઓ કયાં ઊતરવાના હતા તે સંબંધી તેમણે કંઇ ખુલાસો કર્યો નહોતો.

મારું વકીલ ભેજું કામ કરવા માંડયું. મને થયું કે કૉમરેડ શાસ્ત્રીને સમારંભના મુખ્ય વ્યાખ્યાતા તરીકે લાવીને અમે જેમને પાછા પાડયા હતા, તેમાંથી જ કોઇએ અમારા ઉપર વેર લેવાના આશયથી તેમને અમારી પહેલાં આમંત્રણ આપી દીધું હોવું જોઇએ ! તેમનામાંથી કોઇને ઘેર તેઓ ઊતરે તો તો અમારો સંપૂર્ણ પરાજ્ય થયો કહેવાય !

હું અને માણેકલાલ બન્નેએ મળી કૉ. શાસ્ત્રીને બીજો પત્ર લખ્યો. માણેકલાલ અને તે એક જ વર્ગમાં ભણતા હતા તે બાબત પર અમે જાણી જોઇને ભાર મૂકયો હતો. છેવટે ગમે તે ભોગે પણ તેમણે મારે ત્યાં અગર તો માણેકલાલને ત્યાં ઊતરવું એવી આગ્રહભરી વિનતિ કરવામાં આવી હતી.

અમારી આ માગણીનો કૉ. શાસ્ત્રી ઇન્કાર કરે જ નહિ એવી મારી ખાત્રી હતી, તેથી મેં તેમનો પ્રત્યુત્તર બહુ ઉત્સુકતાથી ખોલ્યો.

પણ પત્રમાંની હકીકત વાંચી હું સ્તબ્ધ થઇ ગયો !

કૉ. શાસ્ત્રી મારે ત્યાં ઊતરવાના નહોતા. માણેકલાલને ત્યાં પણ ઊતરવાના નહોતા. ગામના બીજા કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થને ત્યાં પણ ઊતરવાના નહોતા ! તેમણે પત્રમાં લખ્યું હતું, 'હું એક દેવદૂતને ત્યાં ઊતરવાનો છું' ! તેમણે ઊતરવા માટે બહુ મોટો યજમાન શોધી કાઢયો હતો ! તેનું નામ વાંચતાં હું પેટ પકડીને હસ્યો.

રામપરનો દેવદૂત, શામજી ! માતાજીના મંદિરનો પૂજારી !

આ પૂજારીને ઘેર ઊતરવાનું કૉ. શાસ્ત્રીએ કેમ પસંદ કર્યું"

હશે તે હું કેમે કરી સમજી શકયો નહિ. તેમનું બાળપણ રામપરમાં પસાર થયું હશે; તે વખતે તેઓ પોતાના જે સગાને ત્યાં રહ્યા હશે તેમનું ઘરનું ઘર નહિ હોય, શામા ગોરની અને તેમની વચ્ચે સારી ઓળખાણ હશે. પણ તેથી શું ? જે સમારંભનો હું સેક્રેટરી હતો તેના મુખ્ય વ્યાખ્યાતા એક ગોરને ઘેર ઊતરે ?

શામજીની મૂર્તિ મારી નજર આગળ આવી ઊભી. માતાજીના ઉત્સવ પ્રસંગે મારે છોકરાંઓને તેડી ત્યાં જવું પડતું. તે વખતે હું શામજીના હાથમાં શ્રીફળ મૂકતો. પીઠ પાછળ જરા ખૂંધ નીકળેલો કૃશ શરીરનો શામજી માતાજી પાસે શ્રીફળ મૂકી કંઇક મંત્રોચ્ચાર કરવા મંડી જતો ત્યારે તે વધુ કૃશ લાગતો. મંત્રોના તેના તે શબ્દો ઉચ્ચાર–શુદ્ધિ વિના નાકમાંથી બોલતાં બોલતાં શ્રીફળ વધેરી તેમાંથી અર્ધું રાખી બાકીનું પાછું આપતો. આ બધું યંત્રવત્ કરતાં તે એક નિસ્તેજ ચહેરાના ડોસા જેવો જ દેખાતો. તેની સ્ત્રી, એકનો એક દીકરો અને ઉછેરવા માટે પોતાને ત્યાં રાખેલી એક ભત્રીજી એ બધાં તેર ચૌદ વર્ષ પહેલાં પ્લેગમાં અદૃશ્ય થયાં હતાં. આથી મંદિર પાસેના પોતાના ઘરમાં એકલો જ તે રહેતો હતો, મરજી પડે ત્યારે કાચું પાકું રાંધી ખાઇ લેતો, અને બાકીનો વખત ભૂતની માફક મંદિરની આસપાસ રખડવામાં ગાળતો. આવા માણસને ત્યાં ડૉ. શાસ્ત્રીએ ઊતરવાનું નક્કી કરીને જાણી જોઇને પોતાની કિંમત ઓછી કરી હતી એમ મને લાગ્યું.

માટે જ મેં તેને ફરીથી આગ્રહનો પત્ર લખી જોયો. તેણે જવાબ લખ્યો:–

'આ વખતે હું એક દિવસથી વધારે રહી શકું તેમ નથી. આ એક દિવસ દરમ્યાન બની શકે તેટલો વખત શામજીના સહવાસમાં હું પસાર કરનાર છું !'

મારા મનમાં થયું કે આ 'બિરાદર' લોકો ગાંડા ગણાય છે તેમાં કંઇ ખોટું નથી. કદાચ આ ડૉ. શાસ્ત્રીનો 'સ્ટંટ' પણ હોય ! આ 'બિરાદર' ગરીબોના તારણહાર ગણાય ખરાને ? તેથી શાસ્ત્રીએ, પોતે કેવા તત્ત્વનિષ્ઠ છે તે બતાવી આપવા માટે જ શામજીને ઘેર ઊતરવાનું નક્કી કર્યું હશે !

શામો પૂજારી યજમાન અને ડૉ. શાસ્ત્રી તેના મહેમાન !

આ કલ્પના માત્રથી જ મને હસવું આવ્યું. એક રીતે જોતાં બન્નેમાં કંઇ સામ્ય નહોતું ! શામજીએ આખો જન્મારો ગોઠણ સુધીનું પંચિયું પહેરીને જ ગાળ્યો હતો, અને શાસ્ત્રી સૂટબૂટ સિવાય પગલું પણ ભરતા નહિ ! શામજી નકોરડા ઉપવાસ કરવાવાળો, ત્યારે શાસ્ત્રીને મટન સિવાય ખાણું બગડે તેવો સંભવ ! અને આ બધા વિરોધ તરફ દુર્લક્ષ કરીએ તો પણ જન્મભર અંધશ્રદ્ધાથી દેવીની પૂજા કરનાર અશિક્ષિત પુજારીના સહવાસમાં શાસ્ત્રી જેવા નાસ્તિક અને ઉદ્દામવાદી માણસને કેવોક આનંદ મળે ?

આ પ્રશ્ન મારા મનમાં ઘોળાતાં ઘોળાતાં વ્યાખ્યાનનો દિવસ આવી પહોંચ્યો. ડૉ. શાસ્ત્રી આવ્યા. શિષ્ટાચાર મુજબ હું તેમને રામપર શામજીને ત્યાં મૂકવા ગયો.

તેમને જોતાં વાર શામજીની નિસ્તેજ આંખમાં પાણી આવ્યાં.

સાંજને વખતે ડૉ. શાસ્ત્રીને વ્યાખ્યાન માટે બોલાવવા હું પાછો શામજીને ઘેર ગયો. શામજી ચા કરતો હતો. એક ગંદા વાસણમાં તેણે લાલચોળ ચા ઉકાળી હતી, અને તે કાન તૂટેલા પ્યાલામાં કાઢી તેણે શાસ્ત્રી પાસે મૂકી હતી. શાસ્ત્રી તેમાંથી ઘૂંટડે ઘૂંટડે પી રહ્યા હતા. મને તો એક ઘૂંટ લેતાં જ બકારી આવી.

શામજીએ શાસ્ત્રીને પૂછ્યું, 'કેવી ચા થઇ છે ?'

'ફક્કડ!' તેમણે ઉત્તર આપ્યો. 'તે દિવસે રાત્રે ચા પીધી હતી તે અત્યારે મને યાદ આવે છે!'

શાસ્ત્રી હસ્યા. શામજી પણ હસ્યો.

રાત્રીનો ચા? આ બધી શી ગડબડ છે તે હું સમજી શકયો નહિ! શાસ્ત્રી નાનપણમાં રામપરમાં હતા ત્યારે વેળા કવેળા પૂજારીને ત્યાં આવતા હોવા જોઇએ એ આ વાતચિત ઉપરથી સ્પષ્ટ થતું હતું. મોડી રાત્રે મંદિર તરફ આવવાનું શું કારણ? મંદિર પાસે રહેતી કોઈ......

મારામાંનો ફોજદારી વકીલ હવે સંપૂર્ણપણે જાગૃત થયો હતો. મને લાગ્યું કે પૂજારીની અને શાસ્ત્રીની દોસ્તી આવી કોઇ ભાંજગડને લીધે જ જામી હશે! નહિ તો આટલો મોટો માણસ આવા અણઘડ પૂજારીને ત્યાં ઊતરે? અને કદાચ ઊતરે તો પણ ગટરના પાણી જેવી ચાને 'ફક્કડ' કહી તેની સ્તુતિ શા માટે કરે? **समानशील-व्यसनेषु मैत्री** એ સૂત્ર અમારા 'બાર'માંના એક વૃદ્ધ વકીલ ઘણી વાર સંભળાવતા તે મને યાદ આવ્યું, અને મારી ખાત્રી થઇ કે બન્નેની મૈત્રીના મૂળમાં આવું જ કંઇ 'દાળમાં કાળું' હોવું જોઇએ.

ડૉ. શાસ્ત્રીનું અર્ધું વ્યાખ્યાન સાંભળતાં સુધી આ વિચિત્ર સંશય મારા મનમાં રમી રહ્યો હતો; પણ પછી હું એ બધું ભૂલી ગયો. તેમના વ્યાખ્યાનમાં બુદ્ધિમત્તા, ધગશ અને ઉદ્દામપણું એ બધાનો એવો સુંદર સંયોગ હતો કે આવા માણસને હાથે એકાદ વખત પણ ભૂલ થઇ જવાનો સંભવ ન જ હોઇ શકે એમ મને લાગ્યું. આંબાના ઝાડ પર કડુ ફળ આવી શકે જ નહિ!

વ્યાખ્યાન પૂરું થયા પછી ડૉ. શાસ્ત્રીને શામજીને ઘેર પહોંચાડવા હું તેમની સાથે નીકળ્યો. તેઓ લાંબા સમય પછી નજરે પડેલું ગામડાનું સાયંકાલીન સૃષ્ટિ સૌંદર્ય નીરખતા હતા. પણ મારા ગોટાળે

ચડેલા મનને ક્યાંય પણ ચેન પડતું નહોતું. છેવટે મેં ધીમે રહીને કહ્યું, 'મારે તમને એક પ્રશ્ન પૂછવો છે !'

મારા તરફ જોઇ હસીને તેમણે કહ્યું, 'હજી વ્યાખ્યાનના જ વિચાર કરતા લાગો છો ?'

મેં ડોકું ધુણાવી ના પાડી.

'ત્યારે ?' તેમણે પૂછ્યું.

મેં થોથવાતાં થોથવાતાં પૂછ્યું, 'શામજીનો અને તમારો આટલો સ્નેહ ક્યાંથી જામ્યો ?'

તેઓ વચ્ચે જ બોલી ઊઠયા, 'ક્યાંથી ? મારો ગુરૂ છે !'

એક અણઘડ પૂજારી એક પ્રસિદ્ધ સમાજવાદીનો ગુરૂ ! મને કંઇ જ સૂઝ પડી નહિ. મારા ચહેરા ઉપરથી ડૉ. શાસ્ત્રી મારી મૂંઝવણ સમજી ગયા. તેમણે કહ્યું, 'દરેક સાંભળનારને આશ્ચર્ય થાય તેવી જ એ હકીકત છે ! સત્ય કેટલીકવાર કલ્પિત કથા કરતાં પણ અધિક ચમત્કૃતિજનક હોય છે, ખરૂં ને ?'

તેમના આ પ્રશ્નથી તેમની હકીકત જાણવાની મારી જિજ્ઞાસા અધિક તીવ્ર બની.

રસ્તાની એક બાજુએ એક નાનો સરખો ચોતરો હતો, તેના તરફ આંગળી બતાવી તેઓ બોલ્યા. 'આ સતીની જગ્યા છે; ત્યાં આપણે પાંચ દશ મિનિટ બેસીએ ! એટલે નાનપણમાં બેસતા તેમ ખુલ્લી હવામાં બેસાશે, અને તમે માગો છો તે હકીકત પણ તમને સાંભળવા મળશે.'

હું આ રસ્તે ઘણીવાર નીકળ્યો હતો. પણ તે ઓટો બાંધેલી જગ્યા સતીની છે તે મને ખબર નહોતી. તે ચોતરા પાસે બેસતાં બેસતાં મારા મન સાથે બે શબ્દો અથડાવા લાગ્યા, 'સતી ! શામજી !'

એટલામાં શાસ્ત્રીએ પોતાની વાત કહેવાની શરૂઆત કરી—

'મારાં માબાપ મને નાનો મૂકી મરી ગયાં હતાં. મારા એક દૂરના સગા રામપરમાં રહેતા હતા; તેઓ મને અહીં લાવ્યા.

'તેમને બે ત્રણ ગામનું ગોરપદું કરવું પડતું હતું. આ કામ સંભાળવા માટે તેમને કોઇકની મદદની જરૂર હતી જ. છઠ્ઠે વર્ષે મને જનોઇ આપી.

'ભિક્ષાવૃત્તિ કરતાં કરતાં મેં ચાર ચોપડી પૂરી કરી. જરૂર પડતું શિક્ષણ મને મળી ગયું છે એમ મારા પાલકનો મત હતો; પણ મને તો અંગ્રેજી ભણવાની અને પછી કોઇક ઠેકાણે મામલતદાર અથવા તો મુન્સફ બનવાની ઘણી હોંસ હતી. છેવટે ભિક્ષાવૃત્તિ ન કરવાની હોય તેટલા દિવસ શાળામાં જવાશે એ વિચારથી મને પાસેના ગામની અંગ્રેજી શાળામાં દાખલ કર્યો. મારૂં પંચિયું, લાંબી લચક ચોટલી, ભિક્ષાવૃત્તિ એ બધાંની શાળામાં ખૂબ મશ્કરી થઇ'

આ સ્મૃતિથી શાસ્ત્રી જરા હસ્યા. હું પણ હસ્યો પણ આગળની હકીકત સાંભળવાની ઉત્સુકતા હોવાથી મેં એકે હરફ ઉચ્ચાર્યો નહિ.

તેઓ આગળ બોલવા લાગ્યા—

'વર્ષમાં અરધા દિવસ શાળામાં ગેરહાજર રહ્યા છતાં પણ વાર્ષિક પરીક્ષામાં હું ઊંચે નંબરે પાસ થતો. આ ક્રમ ત્રણ વર્ષ ચાલ્યો. પણ પછી શાળામાંથી ગેરહાજર રહી અભ્યાસ કરવો એ અશક્ય થઇ પડયું. હું શાળાને બદલે ભિક્ષાવૃત્તિને જ તિલાંજલિ આપવા લાગ્યો.

'પણ મારા પાલકને આ રૂચ્યું નહિ. છેવટે મારે અંગ્રેજી ભણવું કે ભિક્ષાવૃત્તિ કરવી એ માતાજી પાસે નક્કી કરાવવાનું ઠર્યું. સત્યનારાયણ, વ્રતોપવાસ, વગેરેના સંસ્કાર મારામાં પ્રથમથી જ રૂઢ થયા હતા.

'શામજીના દેહમાં માતાજીનો આવિર્ભાવ થતો અને તે વખતે તે ધૂણતો ધૂણતો જે કંઇ કહેતો તે બધું ગામડીઆઓ એક પણ અક્ષર બોલ્યા વગર માન્ય રાખતા એ હું જોતો આવ્યો હતો, તેથી માતાજી અને શામજી એ બન્ને વિષે મારા મનમાં કોઇ વિલક્ષણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી.

'મારા પાલકે એક દિવસ શામજીને પ્રશ્ન પૂછી જોયો. મારા દુર્ભાગ્યે શામજી પૂજારીએ ધૂણતાં ધૂણતાં નકારાત્મક ડોકું ધુણાવ્યું. તે વખતે મને એ દુર્ભાગ્ય લાગ્યું હતું ! અત્યારે નથી લાગતું !

'નિરાશ બની હું ઘેર આવ્યો. એક ખૂણામાં બેસી કલાક બે કલાક રડયો.

'રાત્રે પથારીમાં પડયો, પણ કેમે કરી ઊંઘ આવે નહિ ! રહી રહીને મનમાં વિચાર આવે કે હું અંગ્રેજી ભણું તેમાં માતાજીનું શું જવાનું હતું ! આટલા બધા બીજા છોકરાઓ ભણે જ છે ને !

'છેવટે મારા મનમાં એક વિચાર આવ્યો. શામજીની કંઇક ભૂલ થઇ હોય તો ? તેને ફરીથી પૂછી ખાત્રી કરી લેવી જોઇએ !

'હું તરત પથારીમાં બેઠો થયો. ઘરમાં કોઇને ખબર ન પડે તેવી રીતે વંડી ટપીને હળવે પગલે બહાર નીકળ્યો અને અંધારામાં મંદિરનો રસ્તો પકડયો.

'જેમ જેમ મંદિર પાસે આવતું ગયું, તેમ તેમ મારા મનમાં એક શંકા આવવા લાગી. ત્યાં શામજી પૂજારી જ નહિ હોય તો ?

'વિચાર વમળમાં ગોથા ખાતો હું મંદિર પાસે પહોંચ્યો; ત્યાં અંદરના ભાગમાં કોઇ હાલતું ચાલતું હોય એવો મને ભાસ થયો. ભૂતની કલ્પનાથી હું તો થર થર ધ્રૂજવા માંડયો. ધડકતે હૃદયે ઘીના દીવાના પ્રકાશમાં મેં નિરખીને જોયું.

'તે શામજી પૂજારી હતો! મને વિલક્ષણ આનંદ થયો. તેના પગ પકડી માતાજીને ફરીથી પૂછવાની વિનતિ કરું?

'હર્ષમાં દોડતો હું મંદિરમાં પેસી ગયો; પગલાંનો અવાજ સાંભળતાં જ તેણે ચમકીને મારા તરફ જોયું. હું નજીક જતાં જ તેણે કહ્યું, 'છોકરા, અંધારામાં એકલો આવ્યો!'

'હા!'

'કંઈક જીવજંતુ કરડયું હોત તો?'

'આ ત્રાસમાંથી છૂટયો હોત?'

'પાસે આવી મારી પીઠ પર હાથ ફેરવતાં તે બોલ્યો, 'આવું ગાંડું ગાંડું બોલ નહિ! હજુ તો તારી ઉંમર ઘણી નાની છે! તારે આખો જન્મારો કાઢવાનો છે!'

'ભિક્ષાવૃત્તિમાં!' મારાથી એકદમ બોલાઈ ગયું.

'બપોરના પ્રસંગની સ્મૃતિ આવતાં તે હસ્યો. મેં તેના હાથ પકડી કહ્યું, 'મારું એક કામ કરશો?'

'તેણે માથું હલાવી હા કહી.

'માતાજીને ફરીથી પૂછી જુઓને?'

'શું?'

'હું અંગ્રેજી ભણું કે નહિ?'

'તારો શો વિચાર છે?' તેણે પૂછ્યું.

'ભણવાનો!'

'તો પછી છાનોમાનો ભણવા માંડ!'

'પણ બપોરે તો માતાજીએ ના કહી ને?

'શામજી વિચિત્ર રીતે હસ્યો. એ ભયંકર હાસ્યનો મર્મ હું સમજી શક્યો નહિ !

'મારો હાથ પોતાના હાથમાં પકડી તે મને મંદિરના અંદરના ભાગમાં લઈ ગયો, અને માતાજી પાસે ઊભો રાખી કહેવા લાગ્યો, 'છોકરા આ માતાજી ખરાં છે એમ તને કોણે કહ્યું ?'

'મારા મનમાં શંકા આવી કે શામજીને ઘેલછા તો નથી થઈને ?

'તેને સમજાવવા માટે મેં જાણી જોઈને પૂછ્યું, 'તમને માતાજી હાજરા હજૂર છે એ ખરું ને ?'

'તે બધું ખોટું છે !'

'ખોટું ?'

'હા, ખોટું ! છોકરા ! જગતમાં પેટ માટે કંઈ કંઈ ઢોંગ માણસને કરવા પડે છે ! મારો પણ એક જાતનો ઢોંગ જ છે ! મને માતાજી સહાય કરતા હોય તો મારી સ્ત્રી અને બાળકો તરફડીને મરે શા માટે ? છોકરા, જે માતાજીની આજ્ઞા લેવા તું આવ્યો છે તે કેટલું ખોટું બોલે છે તે તું જાણે છે ? મારી સ્ત્રીને પ્લેગ થયો ત્યારે ગંગાજળ પાઊં કે ડૉકટર લાવું એમ માતાજીને પૂછતાં તેમણે ગંગાજળ પાવાનું કહ્યું ! છેવટે તે મરી ગઈ છોકરો પણ તેમજ ગયો. ઉછેરવા માટે સાથે રાખેલી પારકી છોકરી પણ તેવી જ રીતે મૃત્યુ પામી, ત્રણે વખત માતાજીએ મને ફસાવ્યો. ગામમાં જેણે જેણે ડૉકટર બોલાવ્યો, તેના માણસો બચી ગયાં, અને માતાજી પર વિશ્વાસ રાખ્યો તેના— !

'શામજી વધુ બોલી શક્યો નહિ. તેની આંખોમાંથી અશ્રુની ધારા છૂટી.

'હું તેને મંદિરના આગલા ભાગમાં લઇ આવ્યો. થોડીવારે શાંત થઇને તે બોલ્યો, 'છોકરા, પૂછવાનું દેવદેવીઓને નથી હોતું, પણ પોતાના મનને હોય છે! તારે ભણવું જ છે ને ? તો પછી કોઇની પણ પરવા ન કરતાં ભણવા જા. ખૂબખૂબ ભણ અને લોકો આવી અંધશ્રદ્ધા ન રાખે તે માટે કંઇક કર !'

'તુરત તેણે પોતાના ઘરમાં મને લઇ જઈ એક ચીંદરડીમાં બાંધી રાખેલા પચીશ રૂપિયા મારા હાથમાં મૂકયા, અને બોલ્યો, 'લે, અહીંથી પરબાર્યો જ મુંબઈ તરફ રવાના થા; ભીખ માગજે, ગમે તે કરજે પણ ભણવાનું છોડતો નહિ !'

'તે પચીસ રૂપિયા અને એક ફાનસ લઇ મેં મધ્યરાત્રે વિદાય લીધી. તે વખતે તેણે વાત્સલ્યથી કહ્યું, 'છોકરો પરગામ જતો હોય ત્યારે મા બાપ તેને દહીં ખવડાવે છે, પણ મારા જેવા નકરકાટના ઘરમાં અત્યારે દહીં કયાંથી હોય ? પણ કંઇ નહિ. સબૂર કર, હું તને ચા કરી આપું !'

'મધ્યરાત્રિની સ્મશાનવત શાંતિમાં તેણે મારે માટે ખાસ બનાવેલી ચા ઘણી કડવી હતી, છતાં યે તેણે મારૂં મોં મીઠું કર્યું ! મંદિર તરફ જતી વખત હું દિશાશૂન્ય પગલે ચાલતો હતો; પણ શામજીની વિદાય લઇ ગામ છોડી જતાં મારા ઉલ્લાસનો પાર નહોતો. બાર વર્ષ પૂર્વે મેં પહેલવહેલો મુંબઇમાં પગ મૂકયો.'

સામેથી આવતા માણસ તરફ જોતાં જોતાં મેં કહ્યું 'લ્યો, આ સામેથી તમને શોધવા માટે શામજી જ આવતો લાગે છે.'

અમે બન્ને શામજીની સમીપ આવતી જતી આકૃતિ તરફ જોઇ રહ્યા. સાયંકાળના મંદ મધુર પ્રકાશમાં જાણે કોઇ દેવદૂત પૃથ્વી ઉપર ઊતરી આવ્યો હોય એવો મને ભાસ થયો.

२

# ખોટું બોલું તો–

'વકીલ સાહેબ, ગમે તેમ કરીને મારા છોકરાને બચાવો !' ડોસો ગળગળો થઇ બોલ્યો. તેની આંખમાં આંસુ હતાં.

'પટેલ, મારા હાથમાં વાત રહી નથી. શું કરૂં ?' વકીલ વિચારમાં પડી જઇ બોલ્યા. 'આ કેસ એવો વિષમ છે કે જીતવાની જરાપણ આશા રાખી શકાય તેમ નથી.'

'છોકરો ગુનો કબૂલ કરી દે તો સાહેબ દયા ન કરે ?' ડોસા પાસે બીજો એક માણસ ઊભો હતો તેણે ઉત્સુકતાથી પૂછ્યું.

'દયાનું તો નામ જ ન લેશો. છોકરાએ કરેલો ગુનો—એક ગરીબ અબળાનું નિર્દયપણે કરેલું ખૂન—સાંભળનારને પણ કમકમાટી ઉપજાવે તેવો છે. દયા શી રીતે માગવી? કોર્ટની દયા પણ કાયદાના બંધનમાં જકડાયેલી છે. દયા કે માફી માગતા પહેલાં યોગ્ય કારણ બતાવવું પડે. તેવું કંઈ કારણ આ ગુના માટે બતાવી શકાય તેમ નથી.'

'ત્યારે હવે લેશ પણ આશા નથી ?' તે જ માણસે ફરી પૂછ્યું.

'એક રસ્તો છે. પણ મારા કહેવા પ્રમાણે પુરાવો પડે તો જ.

રામા પટેલ મન કઠોર રાખી સાક્ષીના પિંજરામાં ઊભા રહે તો જ આરોપી ફાંસીએ ચડતો બચે તેમ છે–તે સિવાય નહિ.'

'વહુ તો પ્રભુના દરબારમાં ગઈ. હવે તેના શિયળ માટે–નહિ, નહિ, વકીલ સાહેબ, બીજું ગમે તે કહો, પણ આવું હલકું કામ–મારા છોકરાની વહુ સીતા અને સાવિત્રી જેવી પવિત્ર હતી, તેને માટે ખોટું બોલી પાપમાં પડું ?' રામા પટેલે વકીલના પગ ઉપર માથું નમાવ્યું. વકીલના પગ ઉપર આંસુનાં ટીપાં પડયાં.

'રામા પટેલ ! તમારા જેવા વૃદ્ધ માણસને ખોટું બોલવાનું કહેતાં મને પણ દુઃખ થાય છે. પણ આ કેસમાંથી તમારા દીકરાનો જીવ બચાવવો હોય તો બીજો એકે ઉપાય નથી. તમારી જુબાની ઉપર જ પંચનો મત પડશે.'

'પણ સાહેબ, હું ખોટું કેમ બોલું ? છોકરાનો જીવ બચાવવા વહુ–એક નિર્દોષ અને પવિત્ર અબળાની આબરૂને બટ્ટો કેમ લગાડું ?'

'તો તમારી મરજી. થોડો વખત શાંતિથી વિચાર કરજો. અને આઠ દિવસ પછી મને ખબર આપજો. આજ રવિવાર છે, કાલ પછીના સોમવારે કેસની શરૂઆત છે તે ભૂલતા નહિ.'



રામા પટેલ ત્રણચાર હજારની વસ્તીવાળા ગામના મુખી હતા. ઉમર લગભગ સાઠ વર્ષની હતી. માથાના વાળ ઘડપણની સાક્ષી પૂરતા હતા, પણ શરીર જુવાનીઆના જેટલું જ સ્વસ્થ હતું. દેખાવ એવો હતો કે જોતાં જ માણસને લાગે કે મુખી કડક સ્વભાવના હશે. પટેલ હમેશ સાચું જ બોલવાના, તેમનાં મોઢાંમાંથી કોઈ પણ વખત ભૂલથી યે ખોટો શબ્દ નીકળવાનો નહિ, એમ તે ગામના તો શું, પણ આજુબાજુના પાંચ પંદર ગામના લોકોની ખાત્રી હતી. પોતાની વાડીમાં આંબા ઉપર આ વર્ષે બોર આવ્યા છે એમ કદાચ પટેલ કહે તો યે લોકો આ ચમત્કાર સાચો માને એટલો

બધો વિશ્વાસ પટલે મેળવ્યો હતો. પટેલ ખોટું બોલે એમ તે લોકોને ખ્યાલ જ ન આવતો.

રામા પટેલ મુખી તરીકે ઝાઝો વખત કામ કરી શક્યા નહિ. તેમની સત્યપ્રિયતા મુખી તરીકેના તેમના કામમાં આડી આવી. પોલીસ કેસોમાં ખોટા સાક્ષીઓ ઊભા કરવા અને હળાહળ જુઠાણું ચલાવવાં એ રામા પટેલ કરી શક્યા નહિ. પોતાની સત્યપ્રિયતા અને મુખી તરીકેનું કામકાજ એ બંનેનો મેળ મળશે નહિ એ સમજાયાથી કંઇક બહાનું કાઢી રામા પટેલે મુખી તરીકેનું પોતાનું રાજીનામું મોકલી આપ્યું, અને મુખી તરીકે તેમના નાના ભાઇ જીવા પટેલ—જે આવા કામને માટે લાયક હતા તેમની નિમણૂક થઇ. રામા પટેલ પોતાનો વખત ઇશ્વરભજનમાં ગાળવા લાગ્યા.

રામા પટેલને એક દીકરો અને એક દીકરી હયાત હતાં. દીકરીને પાસેના ગામમાં એક સુખી કુટુંબમાં પરણાવી હતી, અને તેને ઘેર પણ બે છોકરાં હતાં. દીકરો પચીસ વર્ષનો હતો, અને એકનો એક દીકરો હોવાથી પટેલને આંધળાની લાકડી સમાન હતો. સદ્-ગુણી બાળકો એ જીવનનું ખરું સાર્થક છે, પણ આ બાબતમાં રામા પટેલ ઘણા દુઃખી હતા. પટેલ ધર્મની મૂર્તિ સમાન હતા, અને કૃષ્ણ ભગવાનનું નામ હમેશાં પોતાના મુખમાં રહે એ ઇચ્છાથી તેમણે પોતાના પુત્રનું નામ 'કાનો' પાડ્યું હતું. પણ કાનો તો હમેશ દુર્વ્યસન અને દુરાચરણમાં જ વિશેષ લક્ષ આપતો. પટેલ સરખા સાત્વિક માણસને ત્યાં આવો દુર્ગુણી છોકરો પાકવાથી, 'સોનાની થાળીમાં લોઢાની મેખ' જેવું થયું છે એમ લોકો કહેતા. પોતાને મનપસંદ ફળઝાડને અનેક ફળ થાય, પણ તેમાંથી એક સિવાય બધાં અકાળે ખરી પડે, અને બાકીનું એક પણ છેવટે ખરાબ નીકળે ત્યારે અંતઃકરણમાં કેટલી વેદના થાય, તે તો અનુભવી જ જાણે. માટે જ એક કવિએ ગાયું છે—

## દીવાના દીકરા જેના, ભલે ભાઇ! ભોગ છે તેના

પોતાનાં બધાં યે બાળકો એક દોઢ વર્ષનાં થાય ન થાય ત્યાં તો રામશરણુ થઇ જાય. ફક્ત કાનો જ ઊઝર્યો. તેને મહામહેનતે મોટો કર્યો. પણુ તે પાંચ છ વર્ષનો થયો તેવામાં તેની મા, પટેલ ઉપર બધી જવાબદારી નાખીને, થોડા દિવસના તાવમાં ચાલતી થઇ. પણુ પટેલે પોતાના પુત્રને માતાની ઊણુપ દેખાવા દીધી નહિ. હથેળીમાં રાખી તેને મોટો કર્યો. પણુ છેવટે દીકરો કુલાંગાર બન્યો તે જોઇ પટેલને માથે આભ તૂટી પડવા જેવું થયું.

જૂના રિવાજ પ્રમાણે કાનાનું લગ્ન નાનપણુમાં જ કરી નાખ્યું હતું, અને તેને બે છોકરાં પણુ હતાં. પણુ કાનો પોતાની સ્ત્રી રૂકિમણીને (રૂખીને) હમેશાં ધમકાવતો. દિવસ આખો દારૂ ઢીંચવો અને રાત્રે આવી સ્ત્રીને કનડવી એ તેનો નિત્યક્રમ હતો. વિષમ સ્વભાવનાં માણુસોને સ્ત્રી પુરૂષ તરીકે જોડવાનો વિધાતાને શોખ હોય એમ કેટલા યે દાખલા જોવાથી આપણુને માલમ પડે છે. ખાસ કરીને વ્યસની ધણીની સ્ત્રી તદ્દન શાંત અને નમ્ર હોય છે એ તો ઘણી વાર બને છે. રૂખી ખરેખર અતિશય ગરીબ સ્વભાવની, હમેશાં હસમુખી, અને ધણીનું ગમે તેવું ગેરવર્તન મૂંગે મોઢે સહન કરનારી હતી તે જોઈ પટેલનું હ્રદય ચીરાઈ જતું. પણુ તે શું કરે? પટેલ પોતાનાં કર્મનો દોષ સમજી મનનો ઉદ્વેગ શાંત કરવા પૂજાની ઓરડીમાં જતા રહેતા.

એક મહિના પહેલાંની વાત. રાત્રે દસને સુમારે કાનો ખૂબ જ દારૂ ઢીંચી ઘેર આવ્યો. બાળકોને પડખામાં સુવાડી પૂજાની ઓરડી પાસે પટેલ આડે પડખે પડયા પડયા વિચાર કરતા હતા. કાનાના પગ એકીબેકી રમતા હતા, અને મોઢાંમાંથી દારૂની અતિશય દુર્ગંધ આવતી હતી. હમેશના ક્રમ પ્રમાણે ગાળો ભાંડતો ભાંડતો તે

રસોડામાં પહોંચી ગયો, પતની રાહ જોઈ બેઠેલી રૂખીને એક બે ગાળો દઈ, તેણે ખાવાનું આપવા કહ્યું. બિચારીએ મૂંગે મોઢે રોટલો શાક અને છાશ આપ્યાં. શાક ઉપર હાથ ફેરવતાં કાનો બરાડયો :

'આવું ફફકોરૂં શું છે?'

'ભીંડાનું શાક.'

'ભભૂભીંડો ? ડડડુંગળી દે ડડુંગળી.'

રૂખી શાંત ઊભી હતી.

'એ રરાંડ સાંભળતી નથી? ડડુંગળીનું શાક દે. તતારો બૂબાપ ખાવા આવ્યો છે ને ખૂખીલા જેમ ફકેમ ઊભી છ? લૂલાવ.'

'ડુંગળી કયાંથી આપું?'

'ફકયાંથી ? તતરા બાપને ત્યાંથી. મમારે હમણાં ને હમણાં જ જોશે.'

'આજ એકાદશી છે. ઉપવાસ હોવાથી ડુંગળી નથી કરી.'

'પેલા ડોસાને એકાદશી છે તેથી ડુંગળી નનથી ફકરી ? રરાંડ તતારો ધણી ઈ છે કે હું ?'

રૂખી બિચારી શો જવાબ આપે?

'હું બડબડ ફકરૂં છ ને તતારે .તો ઊભું રે'તું છ! ઝટ ડુંગળી દે.'

'ડુંગળી કરી નથી ને કયાંથી લાવું!'

'ફકયાંથી ? હમણાં બબતાવું.'

કાનો પાટલેથી ઊઠયો. લથડતે ડગલે આમતેમ ફરી જોવા લાગ્યો. ખૂણામાં દસ્તો પડયો હતો તે લઈ રૂખી તરફ દોડી માથામાં માર્યો.

ડોસાએ બહારથી ચીસ સાંભળી, અને તરત જ અંદર દોડી આવ્યો. ઉપરાઉપરી દાતરડાના ઘા મારતા કાનાને ધક્કો મારી પાડી દીધો, પણ-

● ● ●

કાના ઉપર ખૂન કરવા બદલ કેસ ચાલ્યો, અને તે સેશન કમિટ પણ થયો. છોકરાએ પોતાની સુશીલ વહુનું છડેચોક ખૂન કર્યું હતું, તે ડોસાને મન અત્યંત દુઃખની વાત હતી, છતાં તે ફાંસીને માચડે ન લટકે અને કાળા પાણીએ જાય તો સારું એમ તેના મનમાં થયા કરતું હતું; અને તેથી જ પોતે પોતાના ભાઈને લઈ વકીલ પાસે જઈ આવ્યો.

વકીલને ઘેરથી બંને ભાઈઓ પોતાને ગામ નિરાશ થઈ પાછા આવ્યા. પોલિસનો પુરાવો મજબૂત હતો, અને કાનાએ ગુનાની કબૂલાત સ્વમુખે કરી હતી તેથી પંચ તેને સર્વાનુમતે દોષિત જ ઠરાવશે એમ વકીલની માન્યતા હતી, અને પંચના મત ઉપરથી સાહેબ ફાંસીની શિક્ષા જ ફરમાવે એમાં સંદેહ નહોતો. જે ઘાતકી સંજોગોમાં કાનાએ ખૂન કર્યું હતું તે જોતાં ફાંસીની સજા પણ સાહેબને ઓછી લાગવાનો સંભવ હતો. પણ વકીલે ખૂબ વિચાર કરી રસ્તો શોધી કાઢયો હતો.

કાનાએ પોતાની જુવાનીમાં રૂપી ખરાબ વર્તનની હતી એમ કહ્યું હતું. આ હકીકતના પાયા ઉપર બનાવટી ઇમારત ચણી 'સ્ત્રીની બદચાલ જોઈ ધણીને ગુસ્સો ચડયો અને ખૂન કર્યું', એમ પૂરવાર કરી દયાની યાચના કરી શકાય તેમ હતું, પરંતુ આ રસ્તો લેતાં સાક્ષીઓની પૂરેપૂરી જમાવટ કરવી પડે. પણ તે બધું જીવા પટેલને મન રમત જેવું હતું. સવાલ હતો ફક્ત રામા પટેલનો. પોલીસે પંચનામું કર્યું તે વખતે પટેલ તે સ્થળે બેશુદ્ધ પડયા હતા એટલે પટેલની સાક્ષી મહત્વની હતી. બીજા રેંજીપેંજી સાક્ષીઓ કરતાં રામા પટેલની સાક્ષી પંચ તથા સાહેબ ઉપર ધારેલી અસર કરી શકે એ દેખીતું જ હતું.

પણ ખોટી જુબાની આપવી ! અને તે પણ પોતાના મૂર્ખ પુત્રનો ભોગ થઇ પડેલી નિર્દોષ વહુને કલંકિત બનાવતી ? આ કલ્પનાથી જ પટેલ ધ્રૂજી ઊઠયા. પોતાને ગામ આવતાં જ જીવા પટેલે પોતાના મોટાભાઇનું મન ફેરવવાના પ્રયાસ કરવા માંડયા હતા.

પટેલની દીકરી બે દિવસ પહેલાં જ પિયર આવી હતી. તેણે પટેલને પૂછ્યું, 'બાપા, ત્યારે શું કરશો ?'

'બેટા, તું જ કહે, તારી ભાભી કેવી હતી ? તેને માટે ખોટું બોલું ?'

'પણ બાપા, ભાઇના ગળામાંનો ફાંસો નથી તોડવો ? મરનાર તો ગયું, હવે તેની આબરૂનો વિચાર કરી જીવતાને શું કામ મારો છો ?' ભાઇનો જીવ બચાવવા બહેને અણછાજતી દલીલ કરી.

પટેલ શાંત બેસી રહ્યા. લમણે હાથ મૂકી વિચાર વમળમાં પડયા.

'બાપા, બોલોને ? કેમ મૂંગા બેઠા છો ? કરશોને વકીલે કીધું છે એમ ?'

'દીકરી, હમણાં મને ન બોલાવીશ. મારૂં મન મૂંઝાય છે.'

સવાર, બપોર, સાંઝ જ્યારે જ્યારે સમય મળે ત્યારે પટેલને સમજાવવાનો પ્રયાસ થવા લાગ્યો. જીવા પટેલે પોતાનાં સગાંવહાલાં, આપ્તજન અને ગામના આબરૂદાર માણસોને આ કામ માટે પટેલ પાસે મોકલ્યા કર્યા. ધીરેધીરે પણ સતત પડતો વરસાદ ખડકવાળી જમીનમાં પણ સોંસરવો ઊતરી જાય છે એ જીવો ખેડૂત હોવાથી સારી પેઠે જાણતો હતો. આ ન્યાયે સગાંવહાલાં અને ગામના લોકોએ કરેલો હુમલો નિરર્થક ગયો નથી એમ તેને લાગવા માંડયું. 'ખોટી સાક્ષી' દેવાનું સાંભળતાં જ નકાર ભણનાર રામા પટેલનું અંતઃકરણ કંઇક પીગળ્યું લાગ્યું. તેમનું મન કહેવા લાગ્યું : ' એક દિવસ

ખોટું બોલવાથી મારા એકના એક દીકરાનો જીવ ઊગરી જતો હોય તો સાક્ષી આપવામાં શી હરકત છે ? વળી વહુનું વર્તન કેવું હતું તે બીજા લોકોને ક્યાં ખબર છે ? તેઓ તો હું કહીશ તે સાચું જ માનશે એટલે હું ખોટું બોલ્યો એ પણ કોઇ જાણશે નહિ.'

વળી બીજી વખત મનમાંથી અવાજ આવતો : 'અત્યાર સુધી ખોટું ન બોલવાનું વ્રત છોકરાના મોહમાં ફસાઇ તોડીશ નહિ. છોકરો બચશે તો પણ કાળા પાણીએ તો જવાનો જ. આજે તું ખોટું બોલી તેને બચાવીશ. પણ કોઇક દહાડો તો તે મરવાનો જ ને ? અને તું ખોટું બોલશે તો પણ કદાચ પંચ અને સાહેબ માનશે નહિ તો ? લોકો કદાચ તારી ખોટી સાક્ષીને સાચી માની તને પહેલાં જેવો જ સત્યવાદી માનશે પણ સર્વજ્ઞ પરમેશ્વર તારા દંભને સમજશે જ એ ચોક્કસ જાણજે. તારાં સત્યવાદિત્વ અને સત્યપ્રિતાની કસોટી કરવા માટે જ ઇશ્વરે આ સંકટની યોજના કરી છે. આજે લપસ્યો તો હંમેશને માટે રૌરવ નર્કનો અધિકારી થઇ ગયો સમજજે.'

આ પ્રમાણે પરસ્પર વિરોધી વિચારોએ ડોસાના મનમાં દ્વંદ્વયુદ્ધ મચાવ્યું. શાંત મનથી વિચાર કરતાં પહેલો માર્ગ તદ્દન અયોગ્ય લાગ્યો, અને ડોસો ઊઠીને પૂજાની ઓરડીમાં ગયો. પરમ કૃપાળુ પરમેશ્વરના ચરણમાં માથું નમાવી બોલ્યો 'હે બાપુ, તું જ રસ્તો બતાવ.'

ઘડીકમાં ખોટું બોલવું નહિ એમ નિશ્ચય થાય, અને વળી થોડા વખત પછી કંઇ નિમિત્ત મળતાં મન ફરી જાય; એમ બેત્રણ વખત થયું. વકીલને ઘેરથી પાછા આવ્યા પછી ત્રણચાર દિવસની વાત. સવારે પૂજા કરતાં કરતાં, તલમાત્ર પણ ખોટું ન બોલવાનો પટેલે નિશ્ચય કર્યો. બપોરે ઘરની ઓશરીમાં પટેલ કોથળો નાંખી બેઠાં હતા. તેમને એકાએક કાનાનું બાળપણ સાંભરી આવ્યું. દુ:ખને

વખતે સુખના દિવસોનું સ્મરણ અત્યંત દુઃખમય બને છે. પોતાના નિર્દોષ અને કાલા કાલા શબ્દોથી એક વખત હૃદયને પ્રફુલ્લિત કરનાર કાનો આવતી કાલે ફાંસીને માચડે લટકશે એ વિચારે તેમનું વાત્સલ્યપૂર્ણ હૃદય ચીરાઇ જવા લાગ્યું. એવામાં કાનાનો પાંચ વર્ષનો નાનો છોકરો બહારથી દોડતો દોડતો આવી તેમના ખોળામાં પડયો અને પટેલે તેના ગળામાં હાથ નાખી તેને બચ્ચી ભરી.

'બાપા, મારી બા ભગવાન પાસે ગઇ છે ને?' કાલી કાલી ભાષામાં છોકરાએ પૂછ્યું.

'હા, બેટા.' પટેલના મોંઢામાંથી મહામહેનતે એ શબ્દો નીકળ્યા.

'મારી સાથે રમે છે તે માવો કે'તો'તો કે ભાઇને યે ભગવાન પાસે લઇ જવાં પકડી ગયા છે! એમ તે કંઇ હોય?'

'ઈ માવલો તો ગાંડો છે, એની હારે રમવા જાઇશ મા.'

'મેં કીધું કે મારા બાપા મારા ભાઇને ભગવાન પાસે મોકલવા દે જ નહિ. ખરૂં ને બાપા?'

પોતાના પૌત્રના આ નિર્દોષ પ્રશ્નના જવાબમાં 'હા' કહેવાનો ઉમળકો આવ્યો, પણ તે મહાપ્રયાસથી દાબી પૌત્રનું મોઢું બચ્ચીઓ ભરી ભરીને બંધ કર્યું. પરંતુ આ પ્રસંગથી સવારનો નિશ્ચય ડગમગવા લાગ્યો. સાક્ષી આપવી કે ન આપવી એ વિચારદ્વંદ્વ વધુ જોસથી યુદ્ધ કરવા લાગ્યું. છેવટે આવા ઝાઝા વિચાર કરવાથી ગાંડપણ આવી જવાની બીક લાગવાથી પટેલે 'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને'ની ધૂન શરૂ કરી.

આ વિચારોની ગડમથલ બે દિવસ ચાલી એવામાં એકવાર તેમની દીકરીએ પાછો તેમને આગ્રહ કરી જોયો. પોતાના ભાઇને કંઇ થાય તો પોતે પણ પોતાનો જીવ કાઢી નાખવાની ધમકી આપી.

પટેલ ઓશરીમાં વીલે મોઢે બેઠા હતા. ફળિયાંમાં બે દિવસ પહેલાં જ વિયાયેલી ગાય બાંધી હતી. તે પોતાના વાછરૂને પ્રેમથી ચાટતી હતી. તેવામાં દોહવાનો સમય થતાં દોહનાર માણસે આવી વાછરૂને દૂર કરવા ગળામાં હાથ નાખ્યો. પણ તેવામાં એકાએક ગાયે શિંગડાં વતી તેને એવી ધીક મારી કે તે જમીન પર ગબડી પડયો. તદ્દન ગરીબ જેવી ગાય, નાના છોકરાં આંચળ ખેંચે તો પણ કંઇ કરે નહિ એવી હોવાથી. દોહનાર બેસાવધ હતો. તેને ઠીક-ઠીક વાગ્યું. પણ આ પ્રસંગથી પટેલના વિચારોની ગતિ વેગવાન બની. સાક્ષી આપવાની સલાહ આપનારૂં તેનું મન બોલી ઊઠયું : જો, જો, બુધ્ધિહીન જાનવર પણ બચ્ચાંને મુશ્કેલીમાંથી બચાવવા પોતાનો ગરીબ સ્વભાવ છોડી રૌદ્ર રૂપ ધારણ કરે છે. અને તું ? પેટનો છોકરો મૃત્યુના મુખમાં હોમાય છે એ જાણ્યા છતાં પણ બે શબ્દ ખોટા બોલતાં અચકાય છે! ગાંડા, વધુ વિચાર કરવો પડતો મૂકી હવે બધા કહે છે તેમ કર.'

પટેલનું બીજું મન પણ શાંત બેસી રહ્યું નહિ: 'પટેલ, લૌકિક વાતોને મહત્વ આપી મનને ઉંઠાં ભણાવતો નહિ. મારી પુત્રવધૂ કેવી પવિત્ર હતી તે ભૂલીશ નહિ. તારી સેવા પણ તેણે એકનિષ્ઠપણે કરી છે તે કેમ ભૂલે છે? હવે તે પરલોકવાસી થયા પછી તેની નિંદા કરીશ તે પરમેશ્વર કદી સાંખશે નહિ.'

પટેલ એકદમ ઊઠી પૂજાની ઓરડીમાં ગયા. દંડવત્ કરી બોલ્યા. 'હે પ્રભુ ! હવે હું મુંઝાઈ ગયો છું. શું કરવું તેનો માર્ગ બતાવ.'



'રામજી પટેલ હા....આ...આજર હે રામજી પટેલ !' સેશન્સ કોર્ટના લાલ ડગલાવાળા, સ્થૂલ શરીરના પટાવાળાએ પટેલનું નામ મોટે સાદે પોકાર્યું. છેલ્લા બે દિવસથી કાનાનો કેસ ચાલતો હતો. ફરિયાદી પક્ષનો પુરાવો પૂરો થવાથી ગઇ

કાલ બપોરથી આરોપીના સાક્ષીઓ લેવાની શરૂઆત થઇ હતી. કાનાની સ્ત્રી છેલ્લા બે માસથી પોતાની સાથે આડો સંબંધ રાખતી હતી એમ કહેનાર નોકરને જીવા પટેલે ઊભો કર્યો હતો, અને તેણે તે પ્રમાણે સાક્ષી આપી પણ ખરી : 'હું કાનાની સ્ત્રી સાથે અયોગ્ય ચેષ્ટા કરતો હતો તેવામાં કાનો આવી પહોંચ્યો અને ક્રોધાવેશમાં અમારા તરફ ધસી આવ્યો. હું બારણામાં ઊભેલા રામા પટેલને ધક્કો મારી બહાર નીકળી ગયો, અને રામા પટેલ મારા ધક્કાથી ગબડી જમીન પર પડી ગયા.' વગેરે હકીકત તેણે કહી હતી. જીવા પટેલના પ્રયાસથી રૂખીના ભાઇએ પણ સાક્ષી આપી હતી કે પોતે ચારેક દિવસ મહેમાન તરીકે ગયો હતો ત્યારે રૂખીના વર્તનમાં કાંઇક ફેરફાર જોયો હતો. એક બીજા નોકરે પણ રૂખીનું વર્તન 'અયોગ્ય' હોવાની સાક્ષી આપી હતી. આ ત્રણે સાક્ષીઓની જુબાની ઉપરથી આરોપીના વકીલને સારી આશા બંધાઇ હતી. રામા પટેલની સાક્ષી છેલ્લી લેવી એમ ઠર્યું હતું. રામજી પટેલે જોઇતી સાક્ષી માટે સ્પષ્ટ હકાર ભણ્યો નહોતો, છતાં સાક્ષીના પીંજરામાં ઊભા રહેશે એટલે પોતાને મદદરૂપ થાય તેવી જ સાક્ષી પટેલ આપવાના, એમ જીવા પટેલની માન્યતા હતી. પટેલનું સત્યવાદીત્વ ગમે તેટલું જોરદાર હોય તોપણ પોતાની નજર આગળ પુત્રને મરવા દેવાનું કોઇ પસંદ કરે નહિ. માટે જ તેમની ઇચ્છા કે સ્પષ્ટ હકારનો અભાવ હોવા છતાં વકીલે તેમની સાક્ષી છેલ્લી રખાવી હતી

પટાવાળાએ નામ પોકારતાં જ પટેલ ખૂણામાંથી ઊઠી બહાર આવ્યા. છેલ્લા બે દિવસમાં તેમના મોઢા પરની કરચલીઓ વધુ ઊંડી ગઇ હતી. તેમના ચહેરા પર એક જાતની ફિક્કાશ સ્પષ્ટ દેખાતી હતી. ધીમે ધીમે નજીક આવીને પીંજરામાં દાખલ થયા. તોફાની

પવનના ઝપાટામાં આવેલ જીર્ણ વૃક્ષની માફક પટેલનો દેહ પગથી માથા સુધી થરથર કાંપતો હતો. તેમના ફફડતા હોઠ ઉપરથી લાગતું હતું કે તે કંઇક જાપ કરે છે. પીંજરામાં દાખલ થયા પછી તેમણે આજુબાજુ ક્યાંય નજર ફેરવી નહિ. વીલે મોંઢે આરોપીના પીંજરામાં બેઠેલા પોતાના પુત્ર તરફ એક વાર આંખો ફેરવી જોઇ લીધું. કોર્ટમાં લોકોની ઠઠ જામી હતી. ટાંકણી પડે તો પણ સંભળાય એવી ભયંકર શાંતિ ત્યાં પ્રસરી રહી હતી.

'બોલો, ખોટું બોલું તો મને પરમેશ્વર પૂછે.' કોર્ટના શિરસ્તેદારે નિયમ મુજબ શપથ ઉચ્ચાર્યા.

'ખોટું બોલું તો મને પરમેશ્વર પૂછે' ડોસાનું હૃદય મૂંઝાતું હોવાથી બોખરે અવાજે તે બોલ્યો. શિરસ્તેદારે તેમને કહ્યું: 'પટેલ, જરા મોટેથી બોલજો. તમારી જુબાની સાહેબને તેમ જ પંચને સાંભળવાની છે.' શિરસ્તેદારે હમેશ મુજબ સૂચના આપી. પટેલે કોરા પડતા જતા હોઠ જીભ ફેરવી ભીંજવ્યા.

'તમારૂં નામ?'

'રામો.'

'બાપનું નામ?'

'પાંચો.'

ધંધો, જાત, ગામ વગેરે પૂછી લીધા પછી શિરેસ્તેદાર બેસી ગયા, અને આરોપીના વકીલ પોતાનો કાળો ઝબ્બો સંકોરતા ઊભા થયા.

'પટેલ, તમારા પુત્રે તેની સ્ત્રીનું ખૂન કર્યું છે તે તમે જાણો છો?'

'હા.'

'ખૂન થયા પહેલાં તમે રસોડા તરફ ગયા ત્યારે આ નોકર [પેલા નોકર તરફ વકીલે આંગળી બતાવી] અને તમારા દીકરાની વહુ ઠઠ્ઠામશ્કરી કરતાં હતાં એ વાત ખરી છે?'

'ના'

વકીલના ચહેરા પર આશ્ચર્યની રેખા છવાઈ. કોર્ટમાં પણ ખળભળાટ થયો.

'આ નોકરના ધક્કાથી તમે ગબડી પડયા તે સાચું?'

'ના, મારા દીકરાએ ધક્કો મારવાથી હું પડી ગયો.'

'તમારા દીકરાની વહુ ખરાબ ચાલની હતી એ વાત ખરી કે ખોટી?'

'તદ્દન ખોટી. તે બિચારી સાધ્વી હતી. તેના પગ ધોઈને પીવાથી માણસનો ઉદ્ધાર થાય એવી તે પવિત્ર હતી' ડોસાનો કંઠ ભરાઇ આવ્યો.

આરોપીનો વકીલ હતાશ થઇ ગયો અને હવે કંઇ પુછવાનું નથી એમ કહી બેસી ગયો. સરકારી વકીલે પણ ઊલટ તપાસ કરવાની ના કહી. કોર્ટના કહેવાથી ડોસો પીંજરામાંથી નીકળી એક ખૂણામાં બેસી ગયો.

કોર્ટમાં ભેળા થયેલા માણસો અંદર અંદર ધીમે અવાજે વાતે વળગ્યા. ઈશ્વરને માથે રાખી હમેશાં ખોટું બોલનારા કજિયાદલાલોએ ડોસાની 'સાઠે બુધ્ધિ નાઠી' એમ ઠરાવ્યું, અને તેના તરફ તિરસ્કારભરી દૃષ્ટિથી જોઈ રહ્યા. કેટલાક લોકો, પોતાના સગા દીકરા માટે પણ ડોસો ખોટું ન બોલ્યો એ જાણી તેના તરફ પૂજ્ય બુદ્ધિથી જોઇ રહ્યા.

ડોસો જાણે કંઇ જ દેખાતો ન હોય તેમ બે હાથ વચ્ચે માથું રાખી બેઠો હતો. બંને વકીલોના ભાષણ થયાં. કોર્ટે પંચને કેસ

સમજાવ્યો. પંચ ઓરડીમાં જઇ, વિચાર કરી પાછું આવ્યું. શું થશે તે જાણવા લોકો આતુર બન્યા. ડોસાએ ઊંચું જોવાની દરકાર કરી નહિ

'અમે સર્વાનુમતે આરોપીને ખૂનના ગુના માટે દોષિત ઠરાવીએ છીએ.' પંચે પોતાનો ચુકાદો સંભળાવ્યો.

સાહેબે નીચું જોઇ બેત્રણ મિનિટ સુધી કંઇક લખ્યું. શિરસ્તેદારે આરોપીને પીંજરામાં ઊભા રહેવા કહ્યું. ચારે બાજુ સ્મશાનના જેવી શાંતિ ફેલાઇ ગઇ.

'તમે કરેલા ગુના બદલ તમને ફાંસીની સજા ફરમાવવામાં આવે છે.' સાહેબે ફેંસલો સંભળાવ્યો.

એક કરૂણ અવાજ બધાએ સાંભળ્યો. બધાનું ધ્યાન ડોસા તરફ ગયું. વીજળીનો ધક્કો લાગ્યો હોય તેમ ડોસો ધ્રૂજી ઊઠયો. મોંઢામાંથી થોડું લોહી બહાર આવ્યું, અને પછી એકદમ સ્વસ્થ !

કેસ પૂરો થતાંની સાથે જ પટેલની જીવનયાત્રા પણ પૂરી થઇ !

૩

# કલ્ચર મોતી

સંધ્યાકાળનું સૌંદર્ય વર્ણવતી ઘણી કવિતા મેં વાંચી છે. તે કવિતામાંની કેટલીક કલ્પનાઓ મને ગમી પણ છે. કેવી કેવી સુંદર કલ્પનાઓ કવિ કરે છે! સાંયકાળની લાલી જોઈને એક કવિને, પશ્ચિમ દિશા શરમાતી હોય, એવો ભાસ થાય છે, તો બીજાને સૂર્યભગવાને તેને ચુંબન લીધું હોય એમ લાગે છે. પ્રણય કલ્પનાઓમાં હમેશ કંઈક ને કંઈક નવીનતા દેખાય જ છે; તેમ ન હોત તો આવી અદ્‌ભૂત રમ્ય કલ્પનાઓના આસ્વાદ ફરી ફરીને લેવામાં કોઈ પણ વ્યવહારદક્ષ માણસ આનંદ માનત જ નહિ!

મને પોતાને આવી કલ્પનાઓ ગમે તો છે જ; પણ સંધ્યાકાળના સૌંદર્યનું ખરું વર્ણન કરનાર કવિ હજુ જન્મવાનો છે એમ હું માનું છું. એ કવિની પ્રેરણા જાગૃત થવાનું સ્થાન બાગ કે સમુદ્ર કિનારો નહિ હોય, પણ એકાદ કલબ હશે!

સાંજ પડતાં જ હું મારી સાઈકલ કલબ તરફ દોડાવું છું તેનું આ જ કારણ છે. સમુદ્રના ઠંડા પવન કરતાં મિત્રોના ફડાકાઓમાં અધિક શીતળતા હોય છે એ મારા અનુભવની વાત છે.

તે દિવસે કોર્ટમાં ત્રણ સાડાત્રણ કલાક આરોપીના બચવાનું

ભાષણ કરીને હું બહુ થાકી ગયો હતો. એટલે ક્લબનાં પગથિયાં ચડતાં જ મેં મન સાથે નિશ્ચય કરી દીધો—આજે બિઝિક–બિઝિક બંધ ! ફક્ત સિગારેટ પીતાં પીતાં આરામ ખુરસીમાં પડયા રહેવાનું !

પણ 'માણસની ઇચ્છા અને ઇશ્વરેચ્છા એ બન્ને એક પક્ષના વકીલ હોય જ નહિ' એ ઉક્તિનો મને સાક્ષાત્કાર થયો. હું અંદર જઇને જોઉં છું તો અમારૂં આખું યે મંડળ શોરજોરથી બરાડા પાડી રહ્યું હતું. મંડળમાં મેં એક નવીન ચહેરો પણ જોયો !

પહેલી નજરે તો મને એ ચહેરો નવીન લાગ્યો ! પણ મને લાગ્યું કે મેં આ માણસને કયાંક જોયો છે. હું યાદ કરવા લાગ્યો. પણ સ્મૃતિ પતંગિયા જેવી છે. પતંગિયું પકડવા આપણે પાસે જઇ ધીમેથી હાથ લાંબો કરીએ, પણ આપણો હાથ તેની પાંખને અડે ન અડે ત્યાં તો એકાદ વિમાનની માફક ફરરર ઊડી દૂર જવાનું. એકાદ પ્રસંગને યાદ કરતી વખતે પણ માણસની બરાબર એવી જ સ્થિતિ થાય છે !

મારૂં મન તેના ચહેરાનું સંશોધન કરવામાં એકાગ્ર થયું હતું; પણ જેમ કેબિનમાં સૂતેલા પ્રવાસીને સ્ટીમર સાથે અથડાતાં મોજાંનો અવાજ સંભળાય છે, તેમ મારા કાન પર જુદા જુદા શબ્દો પડવા લાગ્યા. હિટલર, બ્લિટ્ઝ, બૉમ્બ, ટૅન્કસ, મનુષ્યત્વ, જંગલીપણું વગેરે શબ્દો પરથી એ ચર્ચા યુદ્ધ વિષયક છે એટલું હું જાણી શકયો. સાપ, વ્યભિચાર અને લડાઇ એ ત્રણ વિષયની વાતોનો કદી અંત હોતો જ નથી એમ મનમાં બોલી હું, પેલા નવા માણસનો ચહેરો મેં કયાં જોયો હશે એ વિષે એકાગ્રતાથી વિચાર કરવા માંડયો.

કહેવત છે કે કેડે છોકરૂં ને ગામમાં ગોત્યું ! મારે પણ એમ જ થયું. મારૂં મન કયાંનું કયાં ભ્રમણ કરી આવ્યું. બાળપણના મિત્રો, કૉલેજના સાથીઓ, પ્રવાસ પરિચયમાં આવેલા લોકો—હું નિરાશ

બની આ શોધનું કામ છોડી દેવાની તૈયારીમાં હતો; પણ એટલામાં એકાએક મારી આંખ આગળ એક નામ આવી ઊભું-વિભાકર ! દશ વર્ષ પહેલાં એક વેશ્યાની પુત્રી સાથે લગ્ન કર્યાથી આ ગૃહસ્થ પ્રથમ પ્રસિદ્ધિમાં આવ્યો, અને પછી નવલિકાલેખક તરીકે એ વાંચકવર્ગને ખૂબ ગમી ગયો. કોઇ કોઇ વાર તેની નવલિકા સાથે તેનો ફોટો પણ આવતો-એ ફોટો જ મારી મદદે આવ્યો હોવો જોઇએ ! સંતાએલા ભાઇને બહેન આખા ઘરમાં શોધી વળે, ખૂણે-ખૂણા અને કબાટના પાછળના ભાગ પણ જોઇ વળે, અને છેવટે તે ટેબલ નીચે બેઠલો જડે, અને બહેનને જેવો આનંદ થાય તેવો જ આનંદ વિભાકરનું નામ યાદ આવતાં મેં અનુભવ્યો. પાંચ મિનિટના પરિચયમાં દશ વર્ષના જૂના મિત્ર જેટલી છૂટથી તે બોલવા માંડે છે એમ મેં કયાંક વાંચ્યું હતું.

પણ આજે મને તેના ચહેરા પણ વિલક્ષણ ગાંભીર્ય દેખાયું. વાદળથી ઘેરાએલા આકાશ જેવા તેના મોંઢામાંથી પડતાં વાકયો-

ઘેરાએલા આકાશમાંથી તો વરસાદ વરસે છે, પણ વિભાકરનાં વાક્યોમાં વીજળીના ચમકારા હતા. તે બોલ્યો. 'માનવજાત હજુ જંગલી છે-આપણે બધા હજુ જંગલી છીએ-માટે જ આવી લડાઇઓ થાય છે! નહિ તો-'

વિભાકરનું આ કથન વિલક્ષણ લાગવાથી હોય, સાંભળનારાની અહંકાર વૃત્તિને આંચકો લાગવાથી હોય, અથવા તો વાદવિવાદમાં તેના જેવા લેખકને મહાત કરવાની ઇર્ષાવૃત્તિનો ભોગ થઇ પડવાથી હોય, પણ મંડળના બધા સભ્યોએ જોરદાર હલ્લો કરવાની શરૂઆત કરી. વિભાકરની દશા ફ્રાન્સ જેવી થવાની મને ભીતિ લાગી.

થોડીવાર તે મુંઝાયો હોય એમ મને લાગ્યું. જર્મનીએ હલ્લો કર્યા પછી રશિયામાં જે સનસનાટી ફેલાઇ હતી તે મને યાદ આવી !

પણ તરત જ શાંત ચહેરે એ બોલ્યો, 'નકામો વિતંડાવાદ શા માટે? છેલ્લાં હજારો વર્ષમાં માનવજાતિ સુધરી છે, અને માનવપ્રાણી સુસંસ્કૃત થયું છે એ હું માન્ય રાખું છું!

'વાહરે રે વાહ! થોડીવાર પહેલાં તો તમે અમને જંગલી કહ્યા હતા!' વિભાકર બરાબર સાણસામાં પકડાયો હોય એમ દર્શાવતી સૂચક નજરે એક વકીલમિત્રે મારા તરફ જોયું.

વિભાકર હસીને બોલ્યો, 'હું એટલું જ કહું છું, કે આ સુધારણા હજુ લોહીમાં મળી નથી, એ વેલી પર ઊગેલાં ફૂલ નથી: તેને ચોટાડેલાં ફૂલ છે!'

છેવટનું વાકય કોઇ પણ લેખકને શોભે તેવું હતું, છતાં ચર્ચાના મુદ્દા પર તેથી કંઇ પ્રકાશ પડયો નહિ.

ક્ષણભર બધા સ્તબ્ધ બેસી રહ્યા.

વિભાકરે જ શાંતિનો ભંગ કરી કહ્યું, 'લીંબડાનું ઝાડ ઘણું જૂનું થાય એટલે તેના લાકડામાં ચંદનની વાસ આવે છે એમ કહેવાય છે. જેને આપણે સુધારણા કહીએ છીએ તે પણ આવી જ સુવાસ છે!'

યુદ્ધની વાત બાજુએ રાખી વિભાકરના આ સિદ્ધાન્ત પર જ યુદ્ધ શરૂ થવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં; એટલે મેં કહ્યું, 'વિભાકર, લૂખું તત્ત્વજ્ઞાન માણસને સંતોષી શકતું નથી. એ તત્ત્વજ્ઞાનનાં મૂળ અનુભવ્યાં છે એમ દેખાય તોજ—'

મને વચ્ચેજ બોલતો અટકાવી તે હસીને બોલ્યો, 'મારા પોતાના જ જીવનનો એક પ્રસંગ કહું છું—તદ્દન ખાનગી અને નાજૂક! પછી તો બસને?'

દરેક સાંભળનારના ચહેરા ઉપર ઉત્સુકતા છવાઈ રહી. હવે એક પ્રસંગ સાંભળવા મળશે. તે પણ એક પ્રખ્યાત નવલિકાલેખકના

શ્રીમુખેથી ! વળી તે ખુદ તેના જ જીવનનો પ્રસંગ ! સમુદ્રની ભરતીના જુવાળની જેમ દરેક પળે ઉત્સુકતા વધવા લાગી.

વિભાકરે આમતેમ જોયું, અને ખિસ્સામાંથી રૂમાલ કાઢી, પરસેવો નહોતો તો પણ, કપાળ લૂછ્યું. નીચું જોઇ બન્ને હાથનાં આંગળાં એકબીજામાં ગૂંથ્યાં, અને જરા કાંપતા સ્વરે તેણે શરૂઆત કરી, 'દશ વર્ષ પહેલાંની આ વાત છે! તે યાદ કરતાં મને પણ નવાઇ લાગે છે. મારા જીવનમાં એવો પ્રસંગ બન્યો હશે કે કેમ એ વિષે શંકા ઉપજે છે. પણ માણુસોનાં સ્વપ્નાં પણ કેટલીક વાર સાચાં પડે છે ને ? આ પણ તેવી જ વાત.'

વાક્ય અધુરૂં મૂકી તે અટક્યો. બધા તરફ શાંત નજરે તેણે જોયું. સહગમન કરતાં પહેલાં સતીની દૃષ્ટિમાં જે નિશ્ચલતા જોવામાં આવે છે, તેવું જ કંઇક—

મારૂં મન વિભાકરના શબ્દો પાછળ દોડવા લાગ્યું,

'અગિયાર વર્ષ પહેલાં મારાં લગ્ન થયાં. તમારામાંથી ઘણાને હજુ તે યાદ હશે. અભિનંદન અને નિષેધના અનરાધાર વરસાદથી મારું મન વ્યાકુળ બન્યું હતું. ખરું જોતાં આવો વરસાદ વરસે એવું તે લગ્નમાં કંઇ જ નહોતું. યોગાનયોગે મારે એક છોકરીની સાથે ઓળખાણ થઇ. તે છોકરીની માતા વેશ્યા છે એ જાણ્યા છતાં મેં તેના પર પ્રેમ કર્યો. તે વખતે લેખક તરીકે તો મારો જન્મ પણ નહોતો થયો. ભરણપોષણ માટે એક વર્તમાનપત્રની ઓફિસમાં હું કામ કરતો હતો ! મહિને પચાસ રૂપરડી મેળવનાર સાથે પોતાની પુત્રી પરણાવવા કઇ શ્રીમંત માતા તૈયાર હોય ? તેમાં યે વળી મારી સાસુ તો રહી અત્યંત વ્યવહારૂ ! તેણે છોકરીનું મન ફેરવવા જમીન આસ્માન એક કર્યાં; પણ પ્રેમ આંધળો છે પણ

પાંગળો તો નથી જ. એક દિવસ ઉષા સમૃદ્ધિના શિખર પરથી ગરીબીની ખીણમાં હસતે મુખે ઉતરી પડી !'

વિભાકરના અવાજમાંનો કંપ ક્યારનો અદૃશ્ય થઇ ગયો હતો ! મને તેની દૃષ્ટિમાં કોઇ વિલક્ષણ સ્નિગ્ધતા દેખાઈ. કેમ જાણે ઉષા તેને મળવા મહામુસ્કેલીથી ડુંગર પરથી ઉતરી રહી હતી અને તે ખીણમાં ઊભો રહી તેના તરફ જોઇ રહ્યો હતો.

વિભાકરે આગળ ચલાવ્યું 'ઉષાની માતાએ તેને એક રાતી પાઇ પણ પરખાવી નહોતી. ઊલટું તેણે ઉષાને કહી દીધું હતું કે હવે તું મારા ઘરનો ઊંબરો ચડીશ નહિ. આ બાબત મને ખબર પડી. ઉષા પર મારો પ્રેમ હતો, છતાં યે તેની મા અને બહેનનો ધંધો કેવો મોહાંધ છે તેનો મને પૂરેપૂરો ખ્યાલ હતો. પિયરનો માર્ગ તેને માટે ખુલ્લો હોત તો ત્યાંની સમૃદ્ધિ અને મારી ગરીબાઇની તુલના જાણ્યેઅજાણ્યે તે કરત જ; અને આવો વિચાર કેન્સરના જેવો જ અસાધ્ય રોગ છે !

'મુંબઇની એ નાની ઓરડીમાં અમારો સારોએ સંસાર સમાઇ ગયો હતો. પણ આખા જગતની માલિકી મળે તોયે એ સંસાર છોડવા હું તૈયાર નહોતો. ઉષાની આંખો તરફ જ્યારે જ્યારે હું જોતો ત્યારે મને, શરદ ઋતુની પૂર્ણિમા યાદ આવતી. તેનું કુદરતી હાસ્ય જોતાં જોતાં મને યશોદાને વિશ્વદર્શન કરાવનાર કૃષ્ણની કથામાંનું ગૂઢ તત્ત્વ સમજાઇ જતું. મને લાગતું કે પ્રણયિનીના હોઠની પાછળ પરમેશ્વરે સમસ્ત જગતના આનંદના ભંડાર ભરી રાખ્યા છે !'

બોલતાં બોલતાં વિભાકર એકાએક અટક્યો. અમારા બધાના ચહેરા પરનું સ્મિત તેણે જોયું હોવું જોઇએ ! તે હસતો હસતો બોલ્યો, 'જોયું ને ? જે લોહીમાં હોય તે બહાર આવ્યા વિના રહેતું નથી. હું નવલિકા લેખક ન હોત તો આવું વર્ણન—'

હું વચ્ચે જ બોલી ઊઠયો, 'તમારી વાર્તાઓમાં જે કાવ્યકલ્પના આવે છે તે તદ્દન સ્વાભાવિક જ હોય છે એમ અમારી હવે ખાત્રી થઇ !'

આ સાંભળી બધા હસી પડયા !

વિભાકરે પોતાની વાત આગળ ચલાવી: ' અમે આનંદમાં દિવસ નિર્ગમન કરતાં હતાં. અમારા બન્નેનાં મન ચોવીસે કલાક ગુલાબની માફક ખીલી રહ્યાં હતાં. માત્ર સુગંધી ફૂલના આ ઢગલામાં એક જ કાંટો ખૂંચતો હતો.

' ઉષાના કાન અડવા જોઇ મને શરમ લાગતી. તે વારંવાર કહેતી: ' અડવું મન સારૂં પણ અડવા કાન તો ખરાબ જ ! ' મારા મનમાં પણ વિચાર આવતો કે હીરાનાં એરિંગ પહેરવાથી તે કેવી નમણી લાગે ! પણ જ્યાં સાદાં કલ્ચરનાં એરિંગ લેવાની પણ મારામાં શક્તિ નહોતી, ત્યાં હીરાનાં એરિંગના વિચાર કરવાનો શો અર્થ ?

' એ ચાર માસ પછી માતા પોતાને બોલાવશે, અને પિયર ગયા પછી મનમાનતાં એરિંગ લઇશ એમ તેની કલ્પના હતી. પણ લગ્ન થયાં છ માસ વીતી ગયા તો યે તેની માતાએ તેના ખબર સુદ્ધાં પૂછાવ્યા નહિ. ઉષાને ઘણું ખોટું લાગ્યું. એક દિવસ ઓશિકામાં મોઢું છુપાવી તે ખૂબખૂબ રડી. તેને આશ્વાસન આપવા મેં કહ્યું 'મેં થોડા વખતમાં એરિંગ લઇ આવવાનું નક્કી કર્યું છે !'

' વરસતા વરસાદમાં મેઘધનુષ્ય દેખાય તે પ્રમાણે તેનાં આંસુઓમાં ઉત્કટ પ્રીતિની અનેક છટા એક ક્ષણમાં ચમકી ઊઠી. આંખો લૂછી તે બોલી, ' તમારાં એરિંગ પહેરી હું ચાહીને માતાને ત્યાં જઇશ, તે તેને બતાવીશ, અને તે જ્યારે મને હીરાનાં એરિંગ લઇ આપશે ત્યારે હું એને હાથ પણ અડાડીશ નહિ ! હવેથી તેની એક પાઇ હું લેનાર નથી !'

'બીજે દિવસે એક ઓળખીતા મોતીના વેપારીની દુકાને જઈ મેં એરિંગની કિંમત પૂછી લીધી. ઉષાના કાનમાં શોભે તેવાં કલ્ચર મોતીનાં એરિંગ પચાસ રૂપિયામાં મળતાં હતાં. મારા ટૂંક પગારમાંથી આવડી મોટી રકમ કેવી રીતે બચાવવી એ મોટો પ્રશ્ન થઇ પડયો.

'પણ વ્યવહારને ન સૂઝે તે માર્ગ પ્રીતિને સૂઝે છે. ઉષાનાં એરિંગ લીધા પછી જ મારે માટે નવાં કપડાં કરાવવાં એવો મેં નિશ્ચય કર્યો. ત્યાં સુધી 'જૂનું તેટલું સોનું' તે કહેવત નજર આગળ રાખવાનું મેં નક્કી કર્યું. હું રોજ ચારપાંચ વખત ચા પીતો. ચાનું વ્યસન ઘણું જ ખરાબ છે. એમ મનને તેજ વખતે મનાવી હું ફકત બે વખત જ ચા પીવા લાગ્યો.

'આ સર્વ ઉપાયોથી પહેલે જ મહિને પાંચ છ રૂપિયા બચ્યા. હું મનમાં છનો પાડો બોલવા માંડયો. તે પાડો મને પોકારીને કહી રહ્યો હતો—આઠ મહિના પછી એરિંગ મળશે !

'આઠ મહિના ! મને મારા દૈન્ય પર ઘૃણા ઉપજી ! ઉષાને આઠ મહિના ટગાવવી ! કદી પણ ન કરેલું પાપ કરવાનું મેં નક્કી કર્યું.'

વિભાકર અટકયો, અને હસ્યો. તેના છેવટના વાકયે સર્વને વિચાર કરતા કરી દીધા. તેણે કયું પાપ કર્યું હશે !

બધા તરફ જોઇ તે બોલ્યો, ' કેટલાક તેને પાપ ગણતા જ નથી, પણ મને તો હજી યે યાદ આવતાં રુંવાડાં બેઠાં થાય છે ! સાહિત્યના બજારમાં બીભત્સ લખાણોની હમેશ બહુ માગણી હોય છે ! પૈસા મેળવવા મેં એવી ચારપાંચ વાર્તાઓ લખી નાખી. મારી સારી સારી વાર્તાઓનો તે વખતે કોઇ ભાવ પણ પૂછતું નહોતું ! પણ પેલી નનામી વાર્તાઓનો લેખક કોણ છે એ વિષે લોકોમાં પુષ્કળ ચર્ચા થવા લાગી !

'એરિંગ ઉષાના હાથમાં આવતાં જ તેને જે વિલક્ષણ આનંદ થયો તે જોઇ મારી વ્યાકુળતા અદૃશ્ય થઇ! પણ તેનો તે બાલિશ આનંદ જોઇને, તેને હીરાનાં એરિંગ અપાવવાનું સામર્થ્ય મારામાં નથી તે બદલ મને લાગી આવ્યું. મેં તેને કહ્યું, 'આનંદમાં ઘેલા બની જવા જેવું આ એરિંગમાં શું છે? આ તો કલ્ચર્ડ મોતી છે! ગમે તેમ તો યે નકલી જ! સાચાં મોતી જેવાં દેખાય એટલું જ!' તેણે જવાબ આપ્યો, 'આ મોતી ભલે કલ્ચર્ડ હોય, પણ તમારો પ્રેમ તો ખરો છે ને? તેનું મૂલ્ય જગતમાં થઇ શકતું નથી.'

'તેના આ શબ્દોથી મારી છાતી ગજ ગજ ફૂલી. તેના બાળપણના સંસ્કાર ભૂંસી નાખવા જેટલો મારો પ્રેમ પ્રભાવશાળી નીવડ્યો હતો. તેની પ્રીતિએ હવે ભક્તિનું રૂપ પકડયું હતું. હું તેનો દેવ બન્યો હતો.

'કોઇ પણ બાબતની ધૂન ચડે એટલે માણસ માણસાઇ ભૂલી જાય છે. મારું પણ તેમ જ થયું. ઉષા મારા એકલાની છે એ કલ્પનાએ મને એવો ઘેલો બનાવ્યો હતો, કે થોડા દિવસ પછી બેલગામથી ઉષાની માતા માંદી હોવાનો કાગળ આવ્યો ત્યારે મેં તે વાંચીને થોડી ટીકા પણ કરી નાખી. ઉષાની આંખમાં આંસુ જોઇને જ હું ગુપચુપ બેઠો! નહિ તો—

'બીજે દિવસે તેની માતાનો તાર આવ્યો. ઉષા એકાએક મૂંઝાઇ ગઇ. તેણે બીતાં બીતાં બેલગામ જવાની વાત કાઢી. 'સાંજે જોઇશું' એમ મેં જવાબ આપ્યો. સાંજે ઉષાને એક નાનું વ્યાખ્યાન સુણાવવાનો વિચાર કરતો હું ઓફિસમાં ગયો. પણ ત્યાં અમારા સંપાદક મને જ વ્યાખ્યાન સુણાવવા તૈયાર થઈ મારી રાહ જોતા હતા. આગલે દિવસે એક પુસ્તક

ઉપર મેં અવલોકન લખ્યું હતું. તેનાં પ્રૂફ તેમના હાથમાં હતાં. તેમાંનો એક અભિપ્રાય બતાવી તેમણે મને કહ્યું. 'અરે ! તમે આ નવલકથાની સ્તુતિ કરી છે !' મેં જવાબ આપ્યો, 'નવલકથા ખરેખર સારી છે !' પોતાનાં ચશ્માં કપાળ પર ચડાવી વક્ર દૃષ્ટિથી મારા તરફ જોઇને તે બોલ્યા, 'આ વર્તમાનપત્ર મારું છે; આ લેખક અમારો શત્રુ છે. અમારા પત્રમાં તેની નિંદા જ આવવી જોઇએ એ ધ્યાનમાં રાખવાનું છે ! ચાલો, હવેથી આવી ભૂલ ન કરશો ! બીજું અવલોકન તૈયાર કરો ! સાત બહારની બંદૂક લ્યો !'

વિભાકર ઉપહાસમાં હસ્યો અને આગળ ચાલ્યો, 'મેં બે કલાક સુધી તે નવલકથાની નિંદા કરવા માટે પ્રયાસ કર્યા. પણ કંઇ સૂઝે નહિ ! મેં સંપાદકને કહ્યું 'હું લેખક છું; ચાંચિયો નથી !' તેણે તરત જ મને એક મહિનાનો પગાર આપી રજા આપી. શૂન્ય હૃદયે હું ઘેર આવ્યો. આવે વખતે ઉષા પિયર જાય એજ મને હિતાવહ લાગ્યું. તે દિવસે રાતની ગાડીમાં જ મેં તેને રવાના કરી. ગાડી ઉપડી ત્યારે તે બારીમાંથી અત્યંત ઉત્કટતાથી મારા તરફ જોઇ રહી હતી. એકાએક ડબ્બામાંના દીવાનો પ્રકાશ તેના કાનનાં એરિંગ પર પડતાં તેમાંનું મોતી ચમક્યું. મને થયું કે એરિંગ લેવાઇ ગયાં તે ઠીક થયું ! નહિં તો—હવે નોકરી શોધ્યા પછી ફરીથી વ્યવહારની શરૂઆત કરવી પડશે ! એવી સ્થિતિમાં એરિંગ લેવાનું તો યાદ પણ ક્યાંથી આવે ?

'વર્તમાનપત્રોની ઓફિસો હું ફરી વળ્યો; પણ બધે ઠેકાણે હું સ્વતંત્ર મિજાજનો માણસ છું એવી બાતમી (કહો કે અપકીર્તિ) અગાઉથી જ પહોંચી ગઈ હતી ! મારો ટેટો ક્યાંય પણ બાઝયો નહિ !

'આખો દિવસ રખડપટી કરી સાંઝે એકાદ લૉજમાં થોડું ખાઈ રાત્રે હું ઘેર આવતો અને પથારીમાં પડતો. પણ પથારીમાં પડતાં ઊંઘ આવે જ એમ હમેશ બનતું નહિ ! મન અનેક તર્કવિતર્ક કરતું હતું.

કોઈકવાર વિચાર આવતો કે આ વખતે ઉષા અહીં હોય તો કેવું સારૂં ! તેના સ્પર્શથી જ—માત્ર હાજરીથી જ મને કેટલી નિરાંત થાત ! અંધારામાંથી જનારા માણસને દૂરના દીવાથી પણ કેટલો દિલાસો મળે છે ! તે પ્રકાશથી તેના પગ નીચેની જમીન ઉજ્વળ બનતી નથી, પણ મન તો પ્રફુલ્લિત બને છે જ ! તેટલા માટે જ મારે ઉષાની જરૂર હતી ! પણ પથારીમાં તરફડિયાં મારતાં મારૂં મન ઉષાના વધુ ને વધુ વિચાર કરવા લાગ્યું. પણ વિચાર અને મોટર બન્નેમાં ઘણું સામ્ય છે. બન્નેનો વેગ મર્યાદિત હોય ત્યાં સુધી જ તેનો આનંદ માણી શકાય છે. એ વેગ એક વખત મર્યાદા છોડે એટલે—

'ઉષાની મૂર્તિ મારી નજર આગળ ખડી કરતાં કરતાં મને તેની માતા અને બહેન યાદ આવ્યાં. તેની બહેન પાસે દરરોજ રાત્રે કેટલા યે રંગીલા માણસો—મારી કલ્પના સમક્ષ એ ચિત્ર ખડું થતાં હું અસ્વસ્થ બનવા લાગ્યો. ઉષાને પિયર મોકલવામાં મેં ગંભીર ભૂલ કરી છે એમ મને લાગ્યું.

'મારા મનમાં દરરોજ નવા નવા વિચાર આવવા લાગ્યા—અને ઉષાના બીજા પત્રથી તો મારૂં મન ઘણું જ ભડક્યું. તેની માતાની તબિયત સુધરતાં સુધી તે ત્યાં જ રહેવાની હતી. ત્યાં એટલે ક્યાં ? નરકમાં ! રાત્રે તેની બહેનની ઓરડીમાં ચાલી રહેલ ધમાલનું તેણે જે વર્ણન કર્યું હતું તે વાંચી મને થયું કે અત્યારે જ બેલગામ જઈ ઉષાને કહું કે 'આ ઘરમાં પાણી પીવા પણ રોકાવાનું નથી !' પણ જેનું ખિસ્સું ગરમ ન હોય તેવા માણસને પોતાના મનની ઘણી મુરાદો દાબી જ દેવી પડે છે !

'નોકરી તુરતમાં મળવાની આશા દેખાતી નહોતી. કંઈક લેખન-કાર્ય કરી પેટ ભરવાનો વિચાર કરી મેં બે ત્રણ ગંભીર નવલિકાઓ લખી, અને મારા જૂના પ્રકાશક પાસે ગયો. તેમણે તે વાંચીને કહ્યું,

લેખક મૃત્યુ બાદ અમર થાય છે તે આવી જ વાર્તાથી ! પણ તે જીવતો હોય ત્યારે તેની જીવનશક્તિ ટકાવી રાખવાનું સામર્થ્ય આ વાર્તાઓમાં નથી !' તેણે અગાઉના જેવી નવલિકાઓ લખવાની સૂચના કરી. મને પણ ક્ષણભર મોહ લાગ્યો. પણ તરત જ મનમાં વિચાર આવ્યો, કે એક વ્યક્તિની ખોટી નિંદા કરવાનું નાકબૂલ કરી જેણે નોકરીને લાત મારી, તે હવે આખા સમાજને કેફ લાવે તેવું સાહિત્ય સર્જવામાં પ્રવૃત્ત થાય ? અરે છટ ! ઉપવાસ કરતાં કરતાં મૃત્યુ થાય તો બહેતર, પણ હું મારી વિવેકબુદ્ધિ ઘરેણે મૂકનાર નથી; જગતના બજારમાં પ્રમાણિકપણાનું લિલામ કરનાર નથી !

'ભૂખ્યા રહેવાની પ્રતિજ્ઞા લેવી સહેલી છે પણ પાળવી મુશ્કેલ છે. પછીના બે મહિના મેં કેમ પસાર કર્યા તે મારૂં મન જ જાણે છે ] ઉષા પિયર હતી એ ઠીક હતું, નહિ તો તેની દુર્દશા મારાથી જોવાત નહિ, અને પેલા પ્રકાશકના આમિષનો કદાચ હું ભોગ થઇ પડત !

'માનવજાતના જંગલીપણાનો એ બે માસ દરમ્યાન મને સંપૂર્ણ ખ્યાલ આવી ગયો. મને સારી લાગેલી નવલકથાની નિંદા કરવાનું મેં નાકબૂલ કર્યું એ મેં બરાબર કર્યું હતું એમ હું હજી પણ માનતો હતો, પણ મારા અનેક મિત્રોની દૃષ્ટિએ હું મૂર્ખ ઠર્યો હતો ! હલકટ સાહિત્ય ન સર્જવાનો મારો નિરધાર કોઇ ગાંડા માણસની ધૂનમાં ખપ્યો. માનવજાત હજી તત્ત્વનિષ્ઠ બનેલ નથી, તે સુધારણાનો ગમે તેટલો આડંબર કરે તોયે, જીવવા માટે ગમે તે કરવું એ તત્ત્વજ્ઞાન હજુએ તે સ્વીકારે છે એ મને દીવા જેવું સ્પષ્ટ સમજાયું. જેમ ભરતીનાં મોજાં નીચે સમુદ્રમાંના ખડક ઢંકાઇ જાય છે તેમ સુધારણાના ભપકા નીચે માનવજાતનું જંગલીપણું છુપાયું છે, એવો તે વખતે બાંધેલો મત છેલ્લાં દશ વર્ષના અનુભવે એટલો દૃઢ બન્યો છે કે—'

કલબનો બૉય ચા લઈને આવ્યો એટલે વિભાકરને બોલવું બંધ કરવું પડયું. ઘડીભર અમને બધાને તે છોકરા પર ગુસ્સો આવ્યો. ફુગો બહુ જ આકર્ષક રીતે ફૂલતો હોય અને કોઈક ટાંકણી મારી તેને ફોડી નાખે એવી સ્થિતિ વિભાકરના ઉદ્ગારની થઈ.

ચા આરોપી વિભાકર બોલ્યો, 'ઉષા મને બોલનારૂં યંત્ર કહે છે તે કંઈ ખોટું નથી. ટ્રંકમાં મારા જીવનનો એક વિચિત્ર પ્રસંગ કહી નાખવાની શરૂઆત કરીને હું કયાંનો કયાં ઊતરી ગયો!'

પોતાના ભૂલકણા સ્વભાવ પર હસતો હસતો તે આગળ કહેવા લાગ્યો, 'બે મહિના પછી ઉષા પાછી આવી. પણ તેનું સ્વાગત્ હું ઉલ્લાસથી કરી શકયો નહિ. તેને લાગ્યું કે તે આટલા દિવસ પિયર રહી તેથી હું ક્રોધે ભરાયો છું! મારા મનનું સમાધાન કરવા માટે તે લાડ કરતી કરતી મારી પાસે આવીને બોલી, 'માતા બહુ બીમાર હતી તેથી જ હું આટલા દિવસ ત્યાં રહી હું! પણ મેં મારી પ્રતિજ્ઞાનો ભંગ નથી કર્યો! તેના ઘરની એક પાઈ પણ મેં લીધી નથી. તે તો મને જરીનાં કપડાં આપતી હતી, પણ મેં એક સાદી સાડી સુદ્ધાં લીધી નથી!' પોતાનું કથન પુરવાર કરવા માટે તેણે પોતાની ટ્રંક ઉઘાડી અને અંદરની બધી વસ્તુઓ મને બતાવી. તેમાંનું દરેક લૂગડું, દરેક વસ્તુ હું ઓળખતો હતો!

'માણસનું મન કેવું વિચિત્ર છે! ઉષાએ પોતાની પ્રતિજ્ઞા પાળી તે બદલ મને આનંદ થવો જોઈતો હતો. પણ મને થયું કે તેની માતાને ત્યાંથી તે એકાદ બે દાગીના લાવી હોત તો શું બગડી જવાનું હતું?

'માણસને તત્ત્વજ્ઞાનનું ચિત્ર ગમે છે! પણ તેની લંબાઈ પહોળાઈ સ્વાર્થ રૂપી ચોકઠાં જેટલી જ રાખવાની તેની અપેક્ષા હોય છે! ઉષા બે દાગીના લાવી હોત તો મારી તંગ સ્થિતિ કંઈક સુધરત એ સિવાય બીજો કોઈ પણ વિચાર મારા મનમાં આવ્યો નહિ.

'બે માસનું મકાનભાડું ચડયું હતું. તેની ઊઘરાણી કરવા કાલે સવારે જ ભૈયો આવીને ઊભો રહેવાનો સંભવ હતો. ઉષા ન આવી હોત તો તો, સવારમાં ફરવા જવાથી શરીર સુધરે છે એ શિખામણ હું બીજે દિવસે અમલમાં મૂકવાનો જ હતો; પણ હવે તે બની શકે તેમ નહોતું !

'સાંજ સુધીમાં મેં અનેકાનેક વિચાર કરી જોયા. પણ સુકાઇ જતા ખેતરમાં ઊભો રહી ખેડૂત આકાશમાં જુએ કે તરત જ વરસાદ વરસે એમ કયાંથી બને ? કાલની મુશ્કેલીનું શું કરવું તે મને સૂઝતું નહોતું ! પાંચ વાગે ચા પીતાં પીતાં મેં ઉષા સામે નજર કરી. તેના કાનમાંનાં એરિંગ કેવાં સુંદર હતાં !

'મારા જેવા ચાના રસિયાનું આજે ચા પીવામાં લક્ષ નથી એ જોઇ તેને નવાઇ લાગી. તે મૃદુ સ્વરે બોલી, 'હું સવારની જોયા કરૂં છું ! તમે કંઇક મૂંઝવણમાં છો ! માથું દુઃખે છે ?'

'મેં જવાબ દીધો, 'ના ના ! મારૂં શરીર તો તદ્દન સારૂં છે ! પણ—'

'મેં વાકય પૂરૂં ન કર્યું તે જોઇ, તેણે નજીક આવી મારો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું, 'બસ ? બે મહિનામાં હું પારકી થઈ ગઈ ? ન કહો તો મારા ગળાના સમ છે !'

'તે વધુ કંઇ બોલી નહિ. તેને વધુ બોલવાની જરૂર પણ નહોતી. બે અશ્રુની અસર સો શબ્દો કરતાં પણ વધુ થાય છે.

'છેવટે મન મજબૂત કરી મેં તેને કહ્યું. 'મારો એક મિત્ર મુશ્કેલીમાં છે. તેને આજે પૈસા ન મળે તો શું કરે તે—'

'તેણે તરત જ પૂછયું, 'કેટલા પૈસા જોઇએ ?'

'ચાલીશ રૂપિયા બસ થશે !' એટલું કહી મેં તેનાં એરિંગ તરફ જોયું.

'મારી નજરનો અર્થ પોતે સમજી જ ન હોય તેવો દેખાવ કરી તેણે કહ્યું, 'અત્યારેજ મારી માતાને તાર કરૂં છું ! એટલે–'

'થોડીજ મિનિટ પહેલાં, માતા પાસેથી ઉષા બે દાગીના લાવી હોય તો કંઇ હરકત નહોતી એમ કહેનારા મારા મનમાંનો અહંકાર તેના આ ઉદ્દગારથી જાગૃત થયો. હું બોલી ગયો, 'આવીજ પ્રતિજ્ઞા પાળી છે ને ?'

'હું તેનાં એરીંગ તરફ જોઇ રહ્યો હતો. તેને એરિંગનો મોહ કેમે કરતાં છૂટતો નહોતો. જેમ જેમ તે વધુ નાખુશી બનાવતી ગઇ તેમ તેમ મારી હઠ પણ વધતી ગઇ. 'તને આથી પણ સારાં એરિંગ લઇ આપીશ' એમ મેં કહ્યા છતાં પણ તે આટલી આસકિત કેમ બતાવી રહી હતી એ હું સમજી શકયો નહિ ! છેવટે તેણે એરિંગની સાથે જ તેનાં અશ્રુ પણ પાડયાં.

'તેની આવી વિચિત્ર વૃત્તિનો વિચાર કરતો કરતો હું બજાર તરફ ચાલ્યો. જેની દુકાનેથી તે એરિંગ લીધાં હતાં, તેનીજ દુકાને તે વેચવા જતાં મારૂં મન માન્યું નહિ.

'હું બીજી દુકાને ગયો. તે દુકાનદાર તેની કેટલી કિંમત કરે છે તેની હું આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. મૂળ કિંમતમાં બે ચાર રૂપિયાનો ફેર પડશે એમ હું માનતો હતો. પણ તેણે 'ત્રણસો' એ શબ્દ ઉચ્ચારતાં જ મને સખત આંચકો લાગ્યો. રબરનો દડો માની જેને હાથ અડાડવા જઇએ તે બૉમ્બ છે એમ અચાનક ખબર પડે, તેવી સ્થિતિ મેં અનુભવી. દુકાનદારનું મગજ તો નહિ ખસી ગયું હોય ને ? મેં તેના તરફ જોયું તે પાકો વ્યવહારદક્ષ માણસ હતો !

'કંઇ પણ ન બોલતાં એરિંગ લઇ હું ત્યાંથી ઊઠયો, અને મારા ઓળખીતાની દુકાને ગયો. એરિંગ હાથમાં આવતાં જ તે બોલ્યો, 'વાહ ! આ તો અસલ મોતીનાં એરિંગ છે. લગભગ ત્રણસો રૂપિયાનાં હશે !'

'સર્પદંશ થવાથી પગ ખોટા પડવા માંડે છે તેમ જ મારા મનનું પણ થવા લાગ્યું. મેં એરિંગ ખિસ્સામાં મૂકી ચાલતી પકડી.

'રાત્રે દસ વાગ્યા સુધી હું આમ તેમ ભટક્યો. એકાદ જખમ તરફ ફરી ફરીને લક્ષ જાય, તેમ મારું મન એક જ બાબતનો વિચાર કરી રહ્યું હતું. ઉષાએ મને છેતર્યો. આ એરિંગ મને આપતાં તે આટલી બધી અચકાઇ શા માટે ? આ એરિંગ પાછળ કંઇક રહસ્ય હોવું જોઇએ ! એ તેની માતાએ આપેલાં નથી. તેમ હોત તો તે બાબત તેણે મને અગાઉથી જ કહ્યું હોત ! આ એરિંગ સાચા મોતીનાં છે એ તેણે મારાથી જાણી જોઇને છુપાવ્યું લાગે છે ! તેનું કારણ—તેની બહેન પાસે આવતા રંગીલા ફાંકડાઓ—તે ઘરમાંનું સ્વચ્છંદી વાતાવરણ—

'સંશયથી મારું મન ત્રાસી ગયું. દસ વાગે હું ઘેર આવ્યો. કંઇ પણ ન બોલતાં પથારી પર જઇને પડયો. રસોઇ તૈયાર કરીને ઉષા મારી રાહ જોતી બેઠી હતી. તેણે પાસે આવી મને પૂછ્યું, 'પિરસું ને ?' મેં ધીમે અવાજે જવાબ આપ્યો. 'મને ભૂખ નથી !'

'તે ઓશીકા પાસે આવીને બેઠી. તેણે ધીમેથી મારા કપાળ પર હાથ મૂકયો. આજ સુધી જે હાથનો સ્પર્શ મને પુષ્પ જેવો લાગતો તે આજે કાચની કણીની જેમ ખૂંચતો લાગ્યો. મેં ગુસ્સાથી તેનો હાથ દૂર ખસેડયો. તેની આંખોમાં અશ્રુ જોઇ મેં કહ્યું, 'હવે રડવાનું નાટક પૂરું કર ! હું બધું સમજી ગયો છું !'

'એકાદ નાના બાળકની માફક તે મારા તરફ જોઇ રહી હતી. પણ મને તેની દયા ન આવી ! મારી નજર આગળ પેલાં ત્રણસો રૂપિયાનાં એરિંગ ભયંકર નૃત્ય કરી રહ્યાં હતાં. તે એરિંગનાં મોતીમાંથી હું તેની બહેનને ત્યાં આવનારા વ્યભિચારી રંગીલાઓનું હાસ્ય સાંભળી રહ્યો હતો.

'ઉષાનાં ડીબકાં મને સંભળાવા લાગ્યાં. હું સંતાપમાં ઘેલો બની બરાડયો, 'ચાલ ચાલતી થા! હવેથી તારે અને મારે કંઇ સંબંધ નથી!'

'તે રડતી રડતી બહાર ગઇ. મેં અંદરથી ઓરડીને સાંકળ ચડાવી.

'ભુખ્યો વાઘ પાંજરાંમાં ફર્યા કરે તેમ હું પણ બે ત્રણ કલાક ફર્યા કર્યો. જેને કાળ રાત્રિ કહે છે તેવી રાત્રિ મેં પહેલીવહેલી જ અનુભવી. મારું હૃદય, અગ્નિ મૂકયો હોય તેમ, બળી રહ્યું હતું, લોહી ચાખેલા વાઘની માફક ઊછળી રહ્યું હતું. હું મુંબઇની ચાલીમાં રહેતો હતો. મારી ઓરડીની દરેક દીવાલને કાન હતા. નહિ તો ઉષા પર હાથ ઉગામવા–કદાચ ગળું દાબી દેવા પણ–હું તૈયાર થયો હોત!

'સવાર પડતાં જ મને લૈયો યાદ આવ્યો. બહાર જવા માટે મેં બારણું ઉઘાડયું. તો ઊંબરામાં જ ઉષાને સૂતેલી જોઇ. ક્ષણભર મને તેની દયા આવી. પણ તરત જ મારો હાથ ગજવા તરફ વળ્યો. ત્રણસો રૂપિયાનાં પેલાં પાપી એરિંગ તેમાં હતાં.

'બપોરે ત્રણ વાગ્યા સુધી હું ખાધા પીધા વગર રખડયા કર્યો. ઇરાનીની હોટેલમાં ફકત બે ચાર વાર ચા પીધી એટલું જ!

'ધીમે ધીમે મારા હાથ પગ તૂટવા માંડયા. ઘેર જઇ ઉષાને તેના પાપ વિષે સ્પષ્ટ કહી દઇ તેને પિયર રવાના કરી દેવાના નિશ્ચય પર હું આવ્યો. ઘેર પહોંચતાં જ બારણાં પાસે મને પોસ્ટમેન મળ્યો. તેણે મારા હાથમાં એક પત્ર મૂકયો. ઉષાના નામનો તે પત્ર હતો. ઉપર છાપ બેલગામની હતી.

'ધ્રૂજતે હાથે મેં પત્ર ફોડયો. તેની માતાનો પત્ર હતો. તેમાં નીચે મુજબ લખ્યું હતું.

'તું અહીં રહી તે દરમ્યાન મારી પાસેથી એક પાઇ પણ તેં સ્વીકારી નહીં. પણ માતાનું હૃદય શાંત રહી શકતું નથી. મેં એક

યુક્તિ કરી. તારાં કલ્ચર્ડ મોતીનાં એરિંગને બદલે બરાબર તેના જ જેવા દેખાવનાં સાચા મોતીનાં એરિંગ મેં મૂકી દીધાં! ગયા શનિવારે માથે ન્હાતી વખતે તેં તારાં એરિંગ મને સાચવવા આપ્યાં હતાં તે વખતે આ અદલાબદલી મેં કરી હતી.

'હું આ બાબત તને જરા પણ જણાવવાની જ નહોતી, પણ તું ગયા પછી મને વિચારોએ મૂંઝવી. તારા પતિ સાધારણ સ્થિતિના હોવાથી મુશ્કેલીને વખતે તું તેને તારાં એરિંગ આપી દે, અને તે તેને કલ્ચર્ડ મોતીનાં સમજી વેચી મારે; એમ ન બને માટે જ તને આ પત્ર લખ્યો છે.

'તારાં કલ્ચર્ડ મોતીનાં એરિંગ મારી પાસે છે, તે તને પુત્રી થશે, ત્યારે તેને આપી દઈશ!'

'પત્ર વાંચતાં જ હું ઓરડીમાં દોડયો. રસોડામાં રસોઈ જેમની તેમ પડી હતી. ઉષા મારી ઓરડીમાં પથારીમાં પડી હતી. તેના હાથમાં મારો ફોટો હતો અને તેની આંખમાં—

'મેં હસતાં હસતાં કહ્યું, 'માણસ કરતાં તેના ફોટાની કિંમત વધારે હશે?' તરત જ તેણે ઊઠીને જવાબ આપ્યો 'ફોટામાં એક સારો ગુણ છે, કે તે માણસની માફક નાસી જતો નથી.'

'રાત્રે મારા શરીરમાં સંચરેલો પિશાચ હવે અદૃશ્ય થયો હતો! મેં મૃદુ સ્વરે કહ્યું 'ઉષા! મને માફ કર!'

'થોડીવાર શાંત રહી તે બોલી, 'એક શરત.'

'કઈ શરત?'

'રાત્રે આટલા બધા ગુસ્સે શા માટે થયા હતા તે કહો!'

'હું ગુસ્સે નહોતો થયો. મારા શરીરમાં કંઇક ભરાયું હતું!' આ વાકય સાંભળીને તે મારા તરફ એકી ટશે જોઇ રહી. મેં ગંભીર બની કહ્યું, 'ભૂત બૂત તો નહિ; માણસના શરીરમાં કોઇકવાર તેના જંગલી પૂર્વજ પ્રવેશ કરે છે, તેવું જ કંઇક રાત્રે થયું હતું.'

# ૪

# પડદા પાછળ

ધુમાડાથી કાળોઢી ગએલા એક જુનાટ મકાનની ઓસરીમાં જગન્નાથ અસ્વસ્થ ચિત્તે આમતેમ આંટા મારી રહ્યો હતો. ઘડીકમાં બહાર ઓટલા પર આવી દૂર દૃષ્ટિ ફેંકે, તો ઘડીકમાં પાછો અંદર જઇ ફરવા માંડે એમ ચાલી રહ્યું હતું. થોડીવાર પછી ઓરડાના દ્વાર પાસે ઊભા રહી તેણે અંદર જોયું. તેની સ્ત્રી ચૂલા પાસે રસોઇ કરતી હતી, અને છાણાં મૂકવાથી ધુમાડો ખૂબ થયો હતો તેથી ભૂંગળાથી ચૂલો ફૂંકી રહી હતી. એક નાના જાળિયામાંથી રસોડામાં નહીં જેવું અજવાળું પડતું હતું. રસોડામાં બાળકો ભાંગ્યાંતૂટયાં, કલઇ ઊડી ગએલાં વાસણોમાં જમવા બેસી ગયાં હતાં. એક બાળક ઘોડિયામાં રડતું હતું. ક્ષણભર શાંત રહેતાં તેણે નીચેના શબ્દો સાંભળ્યા.

'બા, ઘી આપને !'

'આપ્યું છે, જો તો ખરો !'

'ક્યારે આપ્યું ! મારે જોઇએ છીએ......અં—અં !'

'છોટુ ! તોફાન જવા દે ! ગુપચુપ જમી લે !'

'અં......અં......અમને ઘી......'

'માર ખાઇશ હો !......'

પાછલા શબ્દો જગન્નાથને બરાબર સંભળાયા નહિ. કારણકે દૂરથી પોસ્ટમેનને આવતો જોઇ તે બારણા પાસે આવી ઊભો. અંદર ચાલી રહેલો સંવાદ સાંભળી તેની દીન નજરમાં ખેદની છટા આવી ગઇ. પોતાનું બેઠેલું નાક પ્રયત્નથી જરા ઊંચું ચડાવી તે પોતાના જીર્ણ સંસાર–શકટના વિચારમાં પડી ગયો.

જગન્નાથ ગુજરાતી શાળામાં પચીસ રૂપિયાના પગારથી કામ કરતો હતો ! અત્યંત વપરાશથી ઝાંખો પડી ગએલો કોટ અને ધૂળના રંગનો પટ ચડી ગએલ તેનું ધોતિયું તેની સ્થિતિની સાક્ષી પૂરી રહ્યા હતાં. નાની ઉમરમાં જ ચિંતાને લીધે તેને ધોળાં આવી ગયાં હતાં. શીળીનાં ચાઠાં તેની કાળી ચામડી પર પણ સ્પષ્ટ દેખાતાં હતાં. હંમેશ વધેલી દાઢી, જાડા જાડા હોઠ, અને નિસ્તેજ મુખમુદ્રા–આ બધું જોતાં જ દયા આવે એમ હતું.

નિસાસા સાથે કોઇકના મોઢામાં 'ગરીબ બિચારો !' એ શબ્દો બહાર પડતા.

વળી બીજો કોઇ વક્રોક્તિથી કહેતો, 'પણ છોકરાંની પલટણ તો જુઓ ! આટલી ગરીબી છતાં આ લોકોને સંતતિનિયમન ક્યાં સૂઝે છે ? મેરી સ્ટોપ્સ અને હેવલોક એલિસ બિચારાં લખી લખીને થાક્યાં..........!'

'અરે જવા દો વાત !' ત્રીજો કોઇક કહેતો; 'તેનો જ નાનો ભાઇ બહુ સારૂં કમાય છે, તે પણ કોઈ દિવસ ક્યાં ભાવ પૂછે છે ? પેટ પાટા બાંધી આણે જ તેને ભણાવ્યો ગણાવ્યો ! પણ દુનિયા એવી જ છે; કોઇ કોઇનું નહિ.............'

અને કોઇ ભલો માણુસ આ જ શબ્દો જગન્નાથને કહે, અને સૂચવે કે 'ભાઇને પત્ર તો લખો ! તમારે આટઆટલું દેવું છે તો

કંઇક મદદ તો કરે !' તો જગન્નાથ ખમીસનાં બટન ચંચવાળતા શુદ્ધ હૃદયે કહેતા, 'શું કરવું ? ઘરમાંથી હેરાનગતિ જતી જ નથી ! પત્ની મરતાં માંડ બચી ! વળી આ લડાઇને લીધે મોંઘવારી ફાટી નીકળી છે ! શાના વગર ચાલે ? આમ ઉપરાઉપરી સુવાવડ, બીમારી અને કરજ ! પગાર તો ચટ થઇ જાય છે ! અનાજ, ઘરભાડું ઘી, દૂધ...'

પણ ધૂનમાંને ધૂનમાં આ પુરાણુ કહેતાં કહેતાં જગન્નાથ ઊંચું જુએ, ત્યાં તો સાંભળનાર રસ્તે પડી ગયો હોય !

પછી તે મનમાં વિચાર કરે,–'ખરી વાત, એકવાર ફરીથી દીનાનાથને પત્ર લખું તો ? વધુ નહિ તો પચીસ રૂપિયા તો મોકલ એમ બે ત્રણ વખત તેને લખ્યું, પણ જવાબ નથી ! કદાચ તે પણ મુશ્કેલીમાં હોય !' અને પછી પોતાના હાલહવાલનો વિચાર કરતો કરતો તે પોસ્ટમેનની પ્રતીક્ષા કરવા લાગી જતો.

આજે પણ આવી જ એક ક્ષણ હતી. પોસ્ટમેનને પોતાના તરફ પગલાં માંડતો જોઇ, તે દેવદૂત હોય તેમ, તેના તરફ અતિશય આદરપૂર્વક જગન્નાથ જોઇ રહ્યો. શેરીમાંનો કાદવ ખૂંદતાં ખૂંદતાં નજીક આવી, ઉધરસ ખાતાં ખાતાં, તેમની આદરપૂર્ણ દૃષ્ટિ બદલ જરાપણ કૃતજ્ઞતા ન બતાવતાં, પોસ્ટમેને નિર્વિકારપણે તેના હાથમાં એક કવર આપ્યું.

'મનિઑર્ડર નથી ને ? આજ આવવાનો હતો.' આશાભર્યે હૃદયે કવર પરના અક્ષરો જોતાં જોતાં જગન્નાથે ગાંડાઇ ભરેલો પ્રશ્ન પૂછી નાખ્યો. દેવદૂતે જતાં જતાં જરા ચિડાઇને કહ્યું, 'નહિ માસ્તર સાહેબ ! મનિઑર્ડર હોય તો અમે કંઇ રાખી ન મૂકીએ !'

જગન્નાથે પ્રેમથી પત્ર તરફ જોયું, અને ધીમેથી તે ખોલ્યો. પણ વાંચતાં વાંચતાં તેનો ઉલ્લાસ શમી ગયો, ચહેરો વિચારશીલ બન્યો, જાડા જાડા હોઠ ભીંસાયા, અને, મન ક્ષુબ્ધ થતાં જાણ્યે અજાણ્યે

તે ખમીસનાં બટન ચંચવાળવા મંડી જતો તેમ, આજે પણ તેનો હાથ બટન પર પડયો.

પત્ર આવ્યો તે તેમની સ્ત્રીએ જોયું હતું. તે હાથ પોઈ બે મહિનાના બાળકને લઈ બહાર આવી, અને જગન્નાથના ઊતરી ગયેલા ચહેરા તરફ જોઇ બોલી, 'શું લખે છે ભાઇ? પૈસા મોકલ્યા કે નહિ?'

'ના, ના......તેને પણ...!'

'બરાબર છે! પેટનાં છોકરાંને ભૂખ્યાં રાખી તેને કૉલેજનું શિક્ષણ આપ્યું, તો અત્યારે પચીસ રૂપિયા પણ તે મોકલી શકતો નથી? સો રૂપિયા જેટલો પગાર છે. પણ આપણને શા કામનો? લંકામાં સોનું હોય તેથી આપણને શો લાભ? 'મારો દિનુ! મારો દિનુ'! કૂટયા કરો છો તો જુઓ આ તમારો ભાઇ!' ક્રોધાગ્નિમાં બળતી જગન્નાથની સ્ત્રીએ વાગ્પ્રહાર કર્યા!

જગન્નાથને ખૂબ દુઃખ થયું. પોતાના પ્રાણથી પણ પ્યારા ભાઇ વિષે પત્નીને આમ બોલતી સાંભળી તે ગળગળો થઇ ગયો. મુશ્કેલીથી મોઢા પર સ્મિત ફરકાવી તે બોલ્યો, 'દિનુને તું એટલો બધો શા માટે ઉતારી પાડે છે? તે એવો નથી, પત્રમાં શું લખ્યું છે તે તો સાંભળ...'

'વડીલ ભાઇશ્રી,

'તમારો પત્ર મળ્યો. તમે મુશ્કેલીમાં છો તે જાણી ઘણી જ દિલગીરી થઈ. શક્ય હોત તો પચીસ તો શું પણ પચાસ રૂપિયા મોકલી આપત. પણ હું પણ આફતથી ઘેરાયો છું. મુંબઇમાં ટાઇફોઇડ ફાટી નીકળવાનું તમે જાણ્યું હશે જ. પ્રથમ મારી સ્ત્રી એકવીસ દિવસના તાવમાં સપડાઇ, અને માંડ માંડ બચી. તે સાઝી થઇ ત્યાં હું પટકાયો. આમ છેલ્લા દોઢ બે માસથી અમે ખૂબ હેરાન છીએ. તમારી ચિંતાઓનો ભાર તમારે માથે કેટલો છે તે

હું જાણું છું. તેથી જ તમને આ ખબર લખ્યા નહોતા. નકામી તમોને ચિંતા થાય ! સારવાર માટે તમને લખવાનો વિચાર હતો, પણ મારાં સાસુ આવી જવાથી તમને તકલીફ આપી નથી. હવે અમારા બન્નેનાં શરીર સારાં છે. નવો અવતાર મળ્યો એમ જ સમજવાનું છે. કશી ચિંતા કરવા જેવું નથી.

'પણ ભાઇ ! આ બધા સંજોગોમાં મારી બધી શિલિક તણાઇ ગઇ ! ઘેર નર્સ રાખવી પડી. દૂધ અને ફળ પરજ રહેવું પડ્યું ! બરફ, શક્તિવર્ધક દવાઓ, ઇંજેક્શન, વિઝિટફી એ બધું તો હોય જ ! મુંબઇમાં સો રૂપિયાનો પગાર 'કિસ બિસાત' ? છતાં પણ હું કરકસરથી રહું છું. મોજશોખ જરા પણ કરતો નથી. બીજું તો શું, પણ સિનેમામાં પણ કદી જતો નથી. આમ છતાં પણ મારી પાસે એક પૈસો પણ નથી. ઊલટું એકસો ચાલીસ રૂપિયાનું દેવું થઇ ગયું છે.

'ભાઇ ! ગુસ્સે ન થશો. તમે પેટે પાટા બાંધી મને ભણાવ્યો છે તે ઉપકાર ભૂલી જાઉં એવો હું ગમાર નથી. તેનો બદલો હું જરૂર જરૂર વાળીશ. પણ અત્યારે લાચાર છું !

આપનો આજ્ઞાંકિત દિનુ.'

પત્ર વાંચતાં વાંચતાં છેવટે જગન્નાથનો કંઠ રૂંધાઈ ગયો. તે જોઇ તેની પત્ની ચિડાઇ ઊઠી, અને જતી રહી. જગન્નાથ અસ્વસ્થ હૃદયે ઘરમાં ફરવા માંડયો.

આજે શાળામાં પણ જગન્નાથનું ચિત્ત સ્વસ્થ નહોતું. બધો વખત તેનાં આંગળાં ખમીસના બટન પર જ પડેલાં માલુમ પડતાં હતાં. બુદ્ધિહીન વિદ્યાર્થીના ભિખાર વાંચનને પણ આજે તેણે શાબાશી આપી ! પ્રાર્થનાના માર્ક બધાએ લેવા એમ હુકમ છોડયો. ઇતિહાસ-ભૂગોળના પિરિયડમાં નિષ્પ્રયોજન તેણે રામ-ભરતની વાત

રસપૂર્વક કહી સંભળાવી, અને ડ્રોઇંગનો પિરિયડ નહોતો છતાં બધાને ચિત્રો કાઢવાનું કહી દીધું !

છોકરાઓમાં કલબલ શરૂ થઇ. એક છોકરાથી તો મોટેથી બોલાઇ ગયું, 'આજે માસ્તરને કંઇક થયું લાગે છે ! ઘેર લડાઈ થઇ હશે !'......આ સાંભળતાંજ બધા છોકરાના મોં પર હાસ્ય ફરકી રહ્યું. આ જોયા છતાં પણ જગન્નાથ હિમાલયની માફક સ્થિર બેસી રહ્યો !

આજે ઘેર આવતાં તેનો રોતલ ચહેરો નિશ્ચયી બની ગયો હતો. તે દરેક વસ્તુ તરફ ઊગ્ર દૃષ્ટિથી જોતો હતો. હોઠ બીડી તે કંઇક વિચાર કરી રહ્યો હતો.

કાનતૂટલો કપ અને તીરાડવાળી રકાબીમાં ધૂમાડી ગએલી ચા લાવીને મૂકતાં પત્નીએ કહ્યું, 'આજે ચોખા લાવવાના છે. થોડું ઘી પણ......'

તેણે કહ્યું, 'હું કાલ સવારે દિનુ પાસે મુંબઇ જવાનો છું.'

'એટલે ? પરમ દિવસ ઉછીના લીધેલા પૈસા ભાડામાં જ ખર્ચવા છે કે શું ? તમારા દિનુએ તો હદ કરી ! ન થાય તેટલું ઓછું ! ચોખા વગર તો નહિ જ ચાલે !' બોલતાં બોલતાં પત્નીના કપાળમાં કરચલી પડી.

'વારૂ, વારૂ ! પેલો દિનુ મરતાં મરતાં બચ્યો અને મારે તેને જોવા પણ ન જવું એમ ? તેની બીમારીના ખબર સાંભળ્યા ત્યારથી જ મને ક્યાંય પણ ચેન પડતું નથી ! અને એકનો એક ભાઇ વધારે કે પાંચ સાત રૂપરડી વધારે ? પણ તને મારા ભાઇ પર લાગણી ક્યાંથી હોય ?'

આમ કહી એણે પોટકું બાંધવાની શરૂઆત કરી; પત્નીએ કંઇ

જવાબ આપ્યો નહિ. પણ છોકરાઓને બેચાર લાફા ચડાવી તેણે પોતાનો ક્રોધ શમાવ્યો !

× × ×

પોતાની જીર્ણ કાણાવાળી શેતરંજીનો વીંટો બગલમાં મારી જગન્નાથ દિનુના ઘર તરફ ધસ્યો જતો હતો. સાંઝના સાડાસાત વાગ્યા હતા. આશાથી, આનંદથી, બંધુપ્રેમથી તેનું મન ઉલ્લાસિત બન્યું હતું. તે એટલો બધો આનંદમાં હતો, કે મુંબઇ જેવી અલબેલી નગરીમાં રસ્તે ચાલનાર બધાં માણસો, પોતાનાં અણઘડ કપડાં, મેલો વીંટો અને ગામઠી દેખાવ જોઇ એક ઉપહાસપૂર્ણ નજર ફેંક્યા સિવાય રહી શકતાં નહોતાં તેનો પણ તેને ખ્યાલ નહોતો ! તેના મનમાં તો એકજ રટણ હતું, ' દિનુ કેવો સુકાઇ ગયો હશે ! ટાઇફોઇડમાં શક્તિનો અત્યંત હ્રાસ થાય છે એમ તેણે સાંભળ્યું હતું ! તેના ભરેલા ગાલમાં ખાડા પડી ગયા હશે ! છાતીમાં પાંસળાં દેખાતાં હશે ! તેજસ્વી આંખો ઊંડી ઊતરી ગઇ હશે ! બિચારો કુટુંબનાં બધાં માણસોથી દૂર ! આ ગજબપુરીમાં એકલો ! '

વિચારમાંને વિચારમાં દિનુનું ઘર આવી ગયું. પણ જુએ છે ત્યાં મોટું તાળું ! બેબાકળો બની તે આજુબાજુ જોવા લાગ્યો. પાસેજ એક લીલા પડદાવાળી બારીમાંથી તેણે અંદર નજર કરી. ખૂણામાં સુંદર પલંગ હતો. તેના પર ફળફૂલ છાપેલી સુંદર ચાદર હતી. બારણાં પર નીચેના ઊંબર સુધી પહોંચે તેવા ભરતવાળા રેશમી પડદા હતા. દીવાલ પાસે એક સુંદર ટેબલ હતું અને તેની ઉપર નાજુક વેલભરેલું આકર્ષક ટેબલક્લોથ શોભી રહ્યું હતું. દીવાલ પર ખાસ બનાવેલી બે બેઠક પર કાચની ફૂલદાનીઓમાં રંગબેરંગી કાગળનાં પુષ્પો ગોઠવેલાં હતાં. ટેબલની પાસે અને બાજુપર ચાર ખુરસીઓ હતી. અને તેની પીઠ પર અને બેઠક પર રેશમી અસ્તર-

વાળી ગાદીઓ હતી. પીઠની ગાદીઓ પર 'વેલ્કમ્' 'સુસ્વાગતમ્' 'વંદેમાતરમ્' વગેરે અક્ષરો ભરેલા હતા. દીવાલ પર એક મોટો રંગીન ફોટો હતો, તેમાં તેનો લાડકવાયો દિનુ સુટ પહેરી ઠાઠથી ઊભો હતો, અને તેની સ્ત્રી એક ઊંચી જાતની સાડી પહેરી ખોળામાં એક વાળવાળા નાના કૂતરાને રાખી તેને પંપાળતી બેઠી હતી.

માંદગી, કરજ, દારિદ્રય વગેરેનું એક પણ ચિહ્ન જગન્નાથે જોયું નહિ! આભો બની જોતાં જોતાં જગન્નાથનાં ચક્ષુ અશ્રુભીનાં થવા લાગ્યાં. પાંચેક મિનિટે તે શાંત થયો. તેણે આજુબાજુ નજર ફેરવી તો, પાસેની ગેલેરીમાંથી એક માણસ નિર્વિકારપણે જગન્નાથ તરફ તાકીને જોઇ રહ્યો હતો. જગન્નાથને મનમાં થયું, 'કેવાં છે આ શહેરનાં માણસ! કોઇને કોઇની પડી નથી!'

તેણેજ તેને પૂછ્યું, 'અરે ભાઇ આ દીનાનાથભાઇ ક્યાં ગયા છે?'

પેલા ગૃહસ્થે કહ્યું, 'કોણ દીનાનાથ? અત્યારે બીજે ક્યાં હોય? ફિલ્મમાં ગયા હશે! 'પડદા પાછળ' ફિલ્મ નવી ચઢી છે ને? બહુજ શોખીન પેર છે! આ ફિલ્મ ત્રીજી વખત જોવા ગયા લાગે છે! પણ....તમારૂં નામ? ક્યાંથી આવો છો? કંઇ જરૂરનું કામ હતું?'

બહુજ પ્રયાસથી ચહેરાપરનો ખેદ છુપાવી જગન્નાથે લુખ્ખું સ્મિત કરી કહ્યું, 'ના ના' ખાસ કંઈ નહોતું, તેના ભાઇનો સંદેશો લાવ્યો છું. પણ મને રોકાવાનો વખત નથી, એટલે તમેજ કહી દેજો. કહેજો કે, તેના ભાઇએ કહેવરાવ્યું છે કે, 'મુશ્કેલી હાલમાં દૂર થઈ છે એટલે પૈસા મોકલવાની જરૂર નથી!' વારૂ, તેની તબિયત તો સારી છે ને? તેઓ સુકાઈ ગયાનું અમે સાંભળ્યું હતું....!'

'સુકાઈ ગયાનું?' તે ગૃહસ્થ ખડખડાટ હસી પડયો. 'અરે મહેરબાન! તેના જેવા તંદુરસ્ત માણસ મુંબઇમાં થોડા જ જડવાના!

દોઢસો શેર તો વજન છે! બન્ને નીરોગી છે. આજે એક વર્ષથી માથું પણ દુખ્યું જાણ્યું નથી!'

જગન્નાથ પણ હસી પડયો અને કહ્યું, 'ઠીક, ઠીક! ગમે તેમ તોયે ગામડાનું ખાધેલ પીધેલ શરીર છે ને? ઠીક સંદેશો કહેજો. પ્રણામ પણ કહેજો.'

જડ પગલાંથી દાદર ઊતરી જગન્નાથ નીચે આવ્યો, અને આજુ-બાજુ જોઇ, પોતાનાં આંસુ લૂછી નાખ્યાં. પાછો સ્ટેશને આવી આગગાડીમાં બેસી ગયો. ભૂખ લાગી હતી એટલે તેણે દૂધ મંગાવ્યું, પણ દૂધ પીતાં પીતાં આંખમાંથી દુઃખદ અશ્રુઓ, તૂટેલા હારમાંથી મોતી ખરે તેમ, ખરી પડયાં.

તે મનમાં બોલ્યો, 'મારે તેની મુલાકાત લઇ તેને નકામો શા માટે શરમાવવો! મેં બરાબર જ કર્યું છે. તે ખુશીમાં છે એટલે બસ! મારે તેનું પારખું શા માટે કરવું? અત્યારે તેનામાં અને મારામાં પૈસાનો ફરક છે, તે મારે સમજવું જોઇએ!'

* * *

બીજે દિવસે જગન્નાથ પોતાના ઘરમાં એક ઢાળિયા પાસે બેસી પત્ર લખી રહ્યો હતો. તેની સ્ત્રીએ કહ્યું, 'શું કરી આવ્યા? દસ રૂપિયા ખરચીને ધરમ ધક્કો ખાઈ આવ્યા ને? લાડકવાયા ભાઇએ ચાર દમડી પણ પરખાવી? કોણ જાણે કયારે અક્કલ આવશે! ન ગયા હોત તો બે મહિનાના ચોખા આવત, પણ.........'

તે ચિડાઇને બોલ્યા, 'હવે ચાલતી થા અહીંથી! મારો દિનુ હાડપિંજર થઇ ગયો છે! કોઇ સારવાર કરનાર નહિ. અને મારે જોવા પણ ન જવું એમ? અને વળી કહે છે ધરમ ધક્કો! ડહાપણ ન કરીશ! ખરૂં જોતાં તો તેને અહીં હવાફેર માટે લઇ આવવો જોઇએ! પણ અહીં આપણી આ સ્થિતિ!'

પત્ની અંદર જતી રહી. તેના તરફ જગન્નાથ એક વિજેતાની દૃષ્ટિથી જોઇ રહ્યો. તરત જ ડાબો હાથ ખમીસનાં બટન પર પડ્યો, અને હૃદયનો ખળભળાટ જેમતેમ શમાવી તેણે પત્ર પૂરો કર્યો–

'પ્રિય હિતુ,

'તમારા બન્નેની બીમારીના સમાચાર જાણી ઘણી જ ચિંતા થાય છે. રજા મળે તો તમે બન્ને હવાફેર માટે અહીં આવતાં રહેજો. હાલ તુરત મારી અડચણ દૂર થઇ છે. એટલે હમણાં તું કંઈ મોકલતો નહિ. પહેલાં શરીર સંભાળજે; બીજું બધું પછી.

'તું કરકસરથી રહે છે તે જાણી સંતોષ. એ સિવાય મુંબઇમાં રહી શકાય જ નહિ. તું સિનેમા પણ જોતો નથી એ જાણી ઘણો આનંદ થયો છે. શહેરમાં રહી આટલો સંયમ રાખનાર થોડા જ હોય છે! હવે ખાસ લખવાનું કે શરીર ખાસ સાચવજે. હું આંટો આવત, પણ રજા મળી શકી નથી. કુશળપત્ર અવારનવાર જરૂર લખ્યા કરજે.

હિતચિંતક બંધુ
જગન્નાથ.

પોસ્ટ ઑફિસે જતાં રસ્તામાં તેણે ઠેકઠેકાણે 'પડદા પાછળ'ની જાહેરાત મોટે અક્ષરે દીવાલ પર જોઇ. તેના જાડા હોઠ ધ્રૂજવા માંડ્યા, નસ્કોરામાં થરથરાટ વછૂટ્યો, શ્વાસોશ્વાસ ઉષ્ણતર બન્યો. તે ઘોઘરે અવાજે ધીમેથી બોલી ઊઠ્યો, 'પડદા પાછળ! કેવી દુનિયા!'

અને તેના હાથમાંના પત્ર પર આંસુનાં બે ટીપાં સરી પડ્યાં!

૫

# લાલ ટોપી

**રવિવાર** એ જેલમાં પણ ઉત્સવનો જ દિવસ. તે દિવસે એકબીજા સાથે મરજી મુજબ વાતચિત કરવાની, અથવા તો વૉર્ડરની અને સિપાઇઓની નજર ચૂકવી બીજા યાર્ડમાં પોતાના સાથીને મળવા જવાની તક મળતી. તે જ દિવસે ભગલો હજામ, બધાના ચહેરા પર ઊગી ગએલું આઠ દિવસનું જંગલ, પોતાના તૂટેલા અને બુઠ્ઠા અસ્ત્રાથી સાફ કરી નાખતો. પત્ર લખવાનું અથવા તો વાંચવાનું તે દિવસે જ મળતું. અને તે દિવસની ખાસ વિશિષ્ટતા તો એ હતી કે સાંઝે વાળુ વખતે ગોળ અથવા મટન—પોતાની મરજી મુજબ દરેક કેદીને આપવામાં આવતું.

આવાજ એક રવિવારે હું એક કેદીનો પત્ર લખી આપવા માટે પેટી પાસે-પેટી એટલે અમારા સર્કલના જેલ કારકુનની ઓફિસ-બેઠો હતો. આવા પત્રો હંમેશાં કેદીઓને હું લખી આપતો. બિચારા કેદીઓ એટલા બધા ભયભીત બની ગયા હોય છે કે જેલના વાતા-વરણમાં જકડાયા પછી બહારના જગત સાથે સંબંધ રાખનારા એવા પત્રોનો સદુપયોગ કરવાનું તેમને સૂઝતું જ નથી! પણ મહિને એક વાર તેમને પત્ર લખવાની છૂટ મળતી! પણ તેમાં શું લખવું તે

વિષે તેઓ વિમાસણમાં પડતા. તેઓ એ કામ મને સોંપતા ત્યારે હું મારી મેળે જ બે ચાર લીટી લખીને તેમના ખુશીખબર તેમનાં સગાં–વહાલાંને આપતો.

શરૂ કરેલો પત્ર પૂરો કરી મેં જેલકારકુનને આપ્યો, એટલામાં અમારા જ ગાલીચાના કારખાનામાં કામ કરનાર ખંડુ મારી પાસે આવી બોલ્યો, 'દાદા, આ મારો કાગળ જરા વાંચી આપોને!'

'વાહ, ખંડુ! આજે તો તારો કાગળ આવ્યો ને શું?' એમ હસતાં હસતાં કહી મેં પત્ર હાથમાં લીધો.

'ત્રણ મહિને એક કાગળ મળે છે, દાદા.' ખંડુ નિસાસો નાખી બોલ્યો. 'પત્ર ઉપર બહારની હવા હોય તે અમને લાગે તો અમે બગડી જઇએ, એવી ભીતિ આ લોકોને હોય છે.'

મેં પત્ર વાંચી જોયો, અને કહ્યું, 'ખંડુ, સારા ખબર નથી. તારી પુત્રી બહુ માંદી છે.'

ખંડુ જમીન પર બેસી ગયો. તેની આંખમાંથી, તૂટેલી માળામાંથી મોતી ખરે તેમ, આંસુ ખરવા માંડયાં. બન્ને હાથ વચ્ચે કપાળ રાખી તે બોલ્યો, 'અરેરે, શું થયું હશે મારી નલુને?'

'તારી પત્નીનો પત્ર છે. તારી પુત્રી નલિની બહુ માંદી છે અને તારે માટે ઝંખે છે.'

થોડી વારે તેણે પૂછયું, 'કયારે લખેલો કાગળ છે?'

'બે મહિના પહેલાંનો છે,' પત્ર પરની તારીખ જોઇ મેં કહ્યું.

'શું! બે મહિના પહેલાંનો પત્ર? અને તે આજે મારા હાથમાં આવે છે? અરે પ્રભુ! અત્યારે મારી નલુની કેવી સ્થિતિ હશે? તેને કંઇ થયું......દાદા, આ લોકોને કંઇ દયા કે અંતઃકરણ જેવું હશે કે? મને લાગે છે...!' દાંત કચકચાવી તે જવા માટે ઊભો થવા ગયો.

તેનો હાથ પકડી મેં તેને મારી પાસે બેસાડયો અને કહ્યું, 'ખંડુ, આમ હતાશ થવાથી શો લાભ? અહીંના નિયમ જ એવા છે, એટલે અધિકારીઓ શું કરી શકે? તેમનો કંઇ વાંક નથી, ખંડુ! ઉશ્કેરાઇને કંઇક કરી બેસીશ તો ઊલટો સંકટમાં આવી પડીશ!'

'પણ—પણ દાદા, મારી નલૂ...મારી સોના જેવી દીકરી...... મારી એટલી બધી હેવાઇ કે ક્ષણભર પણ મારાથી છૂટી પડતી નહિ. તે મારા વગર ઝૂરી ઝૂરીને મરશે. દાદા, મારી નલુને શી રીતે મળું તે કહોને? કંઇક ઉપાય બતાવો!' નલિનીના વિચારથી ખંડુ બાવરો બન્યો.

હું શો ઉપાય સૂચવવાનો હતો! ખંડુની સજાની મુદત પૂરી થયા સિવાય તે નલિનીને કેમ મળી શકે! મેં તેને શાંત પાડવાના પ્રયત્ન કર્યા. પણ તેના મનનું સમાધાન ન થયું લાગ્યું! તે રડતો રડતો પોતાના બેરેક તરફ જતો રહ્યો.

અમારા બેરેકમાં એક મોટી ચર્ચા ચાલી રહી હતી. ચર્ચાનો વિષય હતો 'જગતમાં ઇશ્વર છે કે નહિ?' અમારામાં એટલે સત્યાગ્રહી કેદીઓમાં જુદા જુદા પ્રકારના માણસો હતા. મહારાષ્ટ્ર અને કર્ણાટક તથા ગુજરાત અને કાઠિયાવાડના લોકો દેવભક્ત હતા, તો કેટલાક કોમ્યુનિસ્ટ વિચારસરણીવાળા નાસ્તિક મુંબઇગરા પણ હતા. તેમની વચ્ચે જોરશોરથી વાદવિવાદ ચાલી રહ્યો હતો. આવી ચર્ચાઓ અમારા બેરેકમાં હંમેશ ચાલ્યા જ કરતી. હું તે ચર્ચામાં ભળ્યો નહિ. મેં તો મારી પથારી પાથરી, અને ખંડુના વિચાર કરતો આડે પડખે થયો.

તે વખતે હું તો અવિવાહિત હતો; પણ મને મારા મામાનાં છોકરાંઓ સાંભર્યાં. તેઓ હંમેશ મારી આસપાસ કિલકિલાટ કરતાં જ હોય. તેમના હસમુખા ચહેરા જોવાની

મને પણ તીવ્ર ઇચ્છા થઈ આવી. એ જ ક્ષણે બહાર જઇ તેમની સાથે યથેચ્છ કૂદવા રમવાનું મન થયું. અસ્વસ્થ મને હું ઊઠયો. 'ઇશ્વર છે કે નહિ?' એ ચર્ચા ખરેખર રંગમાં આવી હતી. પણ મને તે સાંભળવી પણ ગમી નહિ. હું પાછો સૂતો, અને મોઢા પર ધાબળો ઓઢીને આંખો મીંચી ગયો. પણ ખંડુ મારી સામે ઊભો હોય એમ મને લાગ્યું. તેની આંખમાંથી અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો. નલુ—ખંડુની નલુ—એટલે તેના જ લોહીમાંસનો ભાગ! તેના મનમાં આજે શું શું થતું હશે? બિચારો ખંડુ!

ખંડુની બધી હકીકત મેં અગાઊથી પૂછીને જાણી લીધી હતી. ખંડુ વણકર હતો, અને પોતાના ગામડામાં પોતાની પત્ની અને બાળકો સાથે તે શાંતિમાં દિવસો પસાર કરતો હતો. તેના ગામમાં એક વંઠી ગએલ અને પતિને છોડીને નાસી આવેલી બાઇ વિષે બે વિભાગ પડયા હતા. એક દિવસ બન્ને વિભાગના લોકો તકરાર કરતા કરતા ધારિયાં લઇને મારામારી પર આવી ગયા. પોતાના નાતીલાની શીખવણીથી ખંડુએ પણ તેમાં ભાગ લીધો હતો, અને તેથી જ તેને બે વર્ષની સજા મળી હતી.

આમ તો ખંડુ તદ્દન ભોળો અને ગરીબ હતો. પણ તેના ભોળા સ્વભાવને લીધે જ, ઘેલછાના ઉન્માદમાં તેણે કરેલ અવિચારી કામનું ફળ ભોગવવા તેને જેલમાં જવું પડયું. ત્રણ મહિના ચક્કી પીસવાનું બહુ જ મહેનતવાળું કામ કર્યા પછી તેને હવે ગાલીચાના કામ પર મૂકયો હતો. ગાલીચાનું કામ મહેનતનું તેમ જ કુશળતાવાળું હોય છે. આ કામ પર હંમેશાં લાંબી મુદ્દતના કેદીઓને જ મૂકવામાં આવે છે. પણ ખંડુ વણકર હોવાથી તેની ખાસ નિમણૂક આ કામ પર કરવામાં આવી હતી.

ખંડુ કામથી વાકેફ હતો. તેના સાથીદારોને રોજ ત્રણ ઇંચ

કામ કરતાં ભોંય ભારે થતી. પણ ખંડુ તો પોતાનું કામ ઝપાટે પૂરું કરીને બીજાને મદદ કરતો. તેના કામ પર સર્કલ જેલર અને અમારા કચ્ચકચિયા વૉર્ડર પણ ખુશ થતા. બીજી રીતે પણ જેલમાં ખંડુની વર્તણૂક સારી હતી.

સોમવારે સવારે દસ વાગે હંમેશ મુજબ ચોગાનમાં બેસી અમે દાળરોટી એક પંગતે બેસી ખાઇ રહ્યા હતા. રોજની જેમ અમારી સામે સેંકડો કબુતરો એકઠાં થયાં હતાં. તેમને કોણ જાણે કેમ ખબર પડી જતી હશે, પણ હંમેશ અમારા જમવાને વખતે તેઓ હાજર થઇ જતાં. જેલની દીવાલની બહારનાં પ્રાણીમાંથી તે કબૂતરો જ અમારી નજરે પડતાં, અને તેથી અમને તેમની હાજરી બહુ જ ગમતી. અમારી અસહાયતાની જાણે તે પક્ષીઓને ખબર હોય તેમ તેઓ તદ્દન નિર્ભયપણે અમારી આજુબાજુ ફરતાં. કોઇ કોઇ કેદી ભાખરીનો નાનો ટુકડો તેમના તરફ ફેંકતો. આજે તો તે કબૂતરોનું ભાગ્ય ઊઘડ્યું હતું. ખંડુએ પોતાની બન્ને ભાખરીના ટુકડા કરી તેમના તરફ ફેંકી દીધા. આપેલું અનાજ ન ખાવું એ જેલના નિયમ મુજબ ગુનો ગણાય છે એટલે તેને એ કામ ચોરીછુપીથી કરવું પડ્યું. પણ હું તો તેના તરફ જ જોઇ રહ્યો હતો એટલે આ હકીકત મારા લક્ષ બહાર ગઇ નહિ. તેણે અન્નનો સ્પર્શ પણ કર્યો નહિ. તે તદ્દન બેફામ બન્યો હતો.

જમવાનો અરધો કલાક પૂરો થયો. અમારા વૉર્ડરોએ રોજનો હુકમ ફરમાવ્યો, 'ચલો, ઊઠ જાવ,' 'ઉઠાવ થાલી પાટ,' 'જોડી જોડીસે હો જાવ,' 'ચલો હૌદપર.' અમે ઊઠ્યા, અને કબુતરો પણ ઊડયાં. હોજ પર હું અને ખંડુ બીજા કેદીઓ સાથે લાઇનમાં ઊભા હતા. વૉર્ડર 'બેઠ જાવ' ન કહે ત્યાંસુધી અમે પાણીને અડી શકીએ તેમ નહોતા. આકાશમાં ઊડતું કબુતરોનું ટોળું હવે જેલની

દિવાલ ઓળંગી રહ્યું હતું. તેના તરફ આંગળી બતાવી ખંડુ બોલ્યો, ‘ દાદા, આ પંખીની માફક માણસ પણ ઊડી શકે તો સારું, કેમ ?’

‘ હા. તો તો તું અહીં એક ઘડી પણ રહે નહિ ! તરત જ ઊડીને ઘેર પહોંચે, ખરું ને ?’

તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. એટલામાં વૉર્ડરનો હુકમ છૂટયો, અને અમે બધા થાલીપાટ સાફ કરવા મંડી પડયા.

અમારા કારખાનામાં તે વખતે ત્રણ ગાલીચા તૈયાર થતા હતા. કારખાનાના એક ખૂણામાં બીજા એક કેદી સાથે ગાલીચાની રંગબેરંગી સૂતરની ઝીણી કિનાર ભરવાનું કામ હું કરતો હતો. હંમેશ તો અમે બહારની ઓશરીમાં જ બેસતા; પણ ચોમાસાના દિવસ હતા એટલે અમે અંદર બેઠા હતા. ખંડુ જે ગાલીચા પર કામ કરતો હતો તે પર તેની સાથે બીજા ત્રણ કેદી કામ કરતા હતા. તે પૈકી બે ‘ લાલટોપી ’ હતા. જેલમાંથી નાસી જવાનો પ્રયત્ન કરનારને જેલમાં લાલ ટોપી આપવામાં આવતી. તે બન્ને લાલટોપી સાથે ખંડુને વધુ દોસ્તી જામી હોય એમ લાગ્યું. પોતાનું કામ પૂરું કરી ખંડુ તે બન્નેને વધુ ને વધુ મદદ કરવા લાગ્યો. કિનારી મૂકવા માટે ખંડુ ઘણી વાર મારી પાસે આવતો પણ હવે તેણે એકે વાર પોતાની નલુ વિષે એકે શબ્દ ઉચ્ચાર્યો નહિ. હું તો તેનું મન શાંત પાડવાના પ્રયત્ન કર્યા કરતો. તે મારા શબ્દો મૂંગે મોઢે સાંભળી લેતો અને પછી પોતાને કામે લાગી જતો. તેનું આ વર્તન જોઈ મને ઘણું આશ્ચર્ય થતું. પેલા ‘ લાલટોપી ’ સાથે તો તે બહુ જ આનંદથી ગપ્પાં મારતો. બીજા કેદી સાથે વાત કરવી એ પણ ગુનો હોવાથી, અમારો વૉર્ડર ઘણી વાર તેને એ વિષે દબડાવતો, પણ તેની તેને કંઇ પરવા નહોતી.

આ રીતે આઠ દિવસ પસાર થયા. ચાર વાગવા આવ્યા હતા.

અમે કામ બંધ કરી, સર્કલ જેલરના 'ઉઠાવ ફાઇલ' એ હુકમની રાહ જોતા હતા. પોતપોતાના બૅરેકમાં પાછા જઈ પોતાના સોબતીઓને મળવા અમે સૌ અધીરા થયા હતા. પણ તેજ વખતે એક અણધાર્યો બનાવ બન્યો.

અમારો વૉર્ડર સર્કલના જેલકારકુનને અમારા બધાના કામની નોંધ આપી રહ્યો હતો. તે બન્ને ખંડુના ગાલીચા પાસે ઊભા હતા. ખંડુના જોડીદારના કામ વિષે વૉર્ડર પોતાની ટેવ પ્રમાણે બબડાટ કરતો હતો. એટલામાં ખંડુ એકાએક પોતાની જગાએથી ઊઠયો, અને પગમાં આંટી નાખીને વૉર્ડરને જમીન પર પછાડયો. ગાલીચાને ખેંચી રાખવા જમીનમાં નાખેલા એક લાકડાના ખીલા પર પડવાથી વૉર્ડરે મોટી ચીસ પાડી. ખંડુ તેની છાતી પર ચડી બેઠો હતો અને તેની કમર પરનો ધોકો ખેંચી કાઢવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

કેદીઓ, કારકુન અને બીજા બધાએ બૂમો પાડી. બહુ કોલાહલ થયો તે સાંભળી સર્કલ જેલર અને બે સિપાઇ દોડતા આવ્યા.

જેલરે પૂછ્યું, 'કયા, હુવા કયા?'

'સાબ, ખંડુને વૉર્ડરકુ મારા!'

'ખંડુને મારા?' જેલરે વિસ્મય પામી પૂછ્યું. તેને તે અસંભવિત લાગ્યું. ખંડુ જરા પણ હિલચાલ ન કરતાં સ્તબ્ધ ઊભો હતો.

બીજા કેદીઓ પર ધાક બેસાડવાના હેતુથી જેલરે પોતાના હાથમાંની નેતરની સોટીથી ખંડુને બે ત્રણ ફટકા લગાવ્યા. સિપાઈઓએ ખંડુને પકડયો, અને તેને મુખ્ય જેલર પાસે રજૂ કરવા માટે સર્કલની બહાર લઇ ગયા. જેલર પણ સોટી હલાવતા હલાવતા ચાલ્યા ગયા.

વૉર્ડરે મને કહ્યું, 'આજે ખંડુનું મગજ ફરી ગયું છે કે શું? તેણે મને માર્યો તો નથી જ. ફકત જમીન પર પાડીને છાતી પર

બેસી રહ્યો એટલું જ. તેણે ધાર્યું હોત તો મને ખૂબ માર મારી શકત. તે મારી સાથે બહુ જ સારી રીતે વર્તતો. તેને આ થયું શું ?

'મને પણ નવાઈ લાગે છે ! એકાએક તેણે આ શું કર્યું તે કંઇ સમજાતું નથી !' મેં કહ્યું.

'ખરેખર તેનું મગજ જ ફરી ગયું હોવું જોઈએ !' વૉર્ડરે કહ્યું. તે સાંભળી ખંડુના જોડીદાર–પેલા બે 'લાલટોપી'–ખડખડ હસવા લાગ્યા.

બીજા દિવસે તે વૉર્ડર પાસેથી જ બાતમી મળી કે ખંડુને એક મહિનો સેપરેટમાં મૂકવામાં આવ્યો છે. ખંડુના આ વિચિત્ર વર્તનથી સૌને આશ્ચર્ય થયું હતું. સૌ કોઈ ખંડુની જ વાત કરતા હતા.

બીજા બે દિવસ ચાલ્યા ગયા. રાત્રે દસ વાગ્યાને સુમારે અમે ગપ્પા પૂરા કરી બિછાના પર પડયા હતા. એટલામાં અચાનક જેલનો ઘંટ જોરથી વાગવા લાગ્યો. અમારા બૅરૅકનો વૉર્ડર રામજી એકદમ ઊઠયો, અને પટો સંભાળીને બોલ્યો, 'ચલો, ચલો, જલદી ઊઠ જાવ ! બીચમેં જોડીજોડીસે બૈઠો !'

અમે બૅરૅકના મધ્યભાગમાં બબ્બે જણ બેસી ગયા. બહાર સિપાઇઓની દોડધામ થતી અમારી નજરે પડી. અમારા બૅરૅકનું બારણું ઊઘડયું, મુખ્ય જેલર, સર્કલ જેલર અને હવાલદાર અંદર આવ્યા. તેમણે કેદી ગણી લીધા, અને પછી બીજા બૅરૅકની ગણત્રી કરવા જતા રહ્યા. તેમના ગયા પછી થોડી વારે રામજીએ અમને કહ્યું, 'એકાદ કેદી નાસી ગયો લાગે છે.'

મારા મનમાં વીજળીને વેગે વિચાર ચમકયો, 'ખંડુ તો નહિ નાસી ગયો હોય ને ?'

અને સવારે અમે કારખાનામાં ગયા ત્યારે જાણ્યું કે મારી ધારણા ખરી હતી. ત્યાંના વૉર્ડરે અમને ખંડુ નાસી ગયાની હકીકત વિગ-

તથી કહી. પોતાનો કાથીનો બિસ્તરો ઉખેળી ખંડુએ તેનું દોરડું બનાવ્યું હતું. સેપરેટની ઓરડીનું છાપરું અંદરથી તોડી તે, તે દોરડાની મદદથી બહાર નીકળ્યો હતો. તે જ દોરીનો ગાળીઓ કરી સેપરેટની દિવાલ બહારના ઝાડની મદદથી તે જેલ બહાર નીકળી નાઠો હતો. આખા જેલવિસ્તારમાં સેપરેટની દીવાલ જ જેલની બહારની દીવાલની નજીક હોવાથી, તેને નાસી જવાની અનુકૂળતા મળી હતી.

ખંડુએ વૉર્ડરને શા માટે પછાડયો, તેનો ખુલાસો હવે મને મળી ગયો. પેલા બન્ને 'લાલટોપી'ની મસલતથી તેણે પોતાના પલાયન માટે વ્યૂહ રચ્યો હતો, અને સેપરેટમાંથી જ નાસી જવું અનુકૂળતાવાળું હોવાથી, તેણે જાણી જોઇને જ વૉર્ડર પર હલ્લો કરી પોતે સેપરેટમાં પુરાય તેની યુક્તિ રચી હતી, એ મારા ધ્યાનમાં આવી ગયું. પેલા બન્ને 'લાલટોપી'ની વાતચિત અને તેમના ચહેરા પરની વિજયની ભાવના જોતાં જ હું બધું પામી ગયો.

પોતાની લાડકી નલુ માટે ખંડુએ આ અઘટિત સાહસ કર્યું હતું! છેલ્લા શ્વાસ લેતી પોતાની પુત્રીને મળવાનો બીજો એકે માર્ગ તેને સૂઝયો નહિ. પણ આ સાહસના પરિણામની તે બિચારાને કંઈ જ ગમ નહોતી. શરીર પર પહેરેલાં કેદીનાં કપડાં, પાસે ફૂટી બદામ પણ નહિ—આવી સ્થિતિમાં તે પોતાને ગામ કેવી રીતે પહોંચે અને પોતાની વહાલી પુત્રીનું મોઢું ક્યાંથી જોઇ શકે!

અમારા બૅરૅકના રામજી વૉર્ડરને હાલમાં 'બગીચા ફાઇલ' પર નીમવામાં આવ્યો હતો. તેનું કામ, જેલની બહાર ભાજીપાલાના બગીચાનું કામ કરનાર કેદીની દેખરેખ રાખવાનું હતું, સાંજે પાછા આવી તેણે તે દિવસના નવીન અમને જણાવ્યા, 'કાલ રાત્રે પેલો ખંડુ નાઠો હતો ને સેપરેટમાંથી? આજે બપોરે તે પકડાયો.'

મને વીજળીનો આંચકો લાગ્યો હોય એમ હું ચમકયો. 'શું કહ્યું રામજી? ખંડુ પકડાયો? કેવી રીતે પકડાયો?' મેં ઉત્સુકતાથી પૂછયું.

'અરે નાસી નાસીને જાય કયાં?' રામજી બોલ્યો, 'એક ઝાડીમાં સંતાઇને બેઠો હતો ત્યાંથી પકડાયો. તદન વીલું મોઢું થઇ ગયું હતું, અને ધીમે અવાજે 'નલુ' 'નલુ' એમ કંઇક બોલતો હતો!'

'અરેરે! બિચારાનો પ્રયત્ન નકામો ગયો! રામજી, હવે તેનું શું થશે?' ખંડુનો દયામણો ચહેરો મારી નજરે તરવર્યો.

'હવે બીજું શું થાય? કેસ ચાલશે અને 'લાલટોપી' બનીને આવશે પાછો જેલમાં. જેલ ફાડવા બદલ હવે તેને ઓછામાં ઓછી ચાર પાંચ વર્ષની સજા તો થશે જ,' રામજી બોલ્યો.

'અરે રામ રામ! ચાર પાંચ વર્ષ!! ભયંકર! મહાભયંકર!!!' મારાથી ઉદ્‌ગાર નીકળી ગયા.

પણ અમારા બૅરૅકના વિદ્વાનો, રવિવારનો અધૂરો વિષય 'ઇશ્વર છે કે નહિ?' છેડી પૂર જોસમાં વાદવિવાદ ચલાવી રહ્યા હતા. તેમની બૂમાબૂમને લીધે મારા શબ્દો કોઇને કાને પડયા નહિ.

૬

# વત્સલા

ગાડી ઊપડવાની થઇ એટલે તેણે પોતાના વૃદ્ધ પિતાને ફરીથી એકવાર કહ્યું : ' ખાસ જાણવા જેવું હશે તો તમને લખીશ, અને ઘણું કરીને તો સોમવારે જ પાછી આવતી રહીશ. '

તેના પિતાએ જવાબમાં શું કહ્યું તે પર તેણે બરાબર લક્ષ આપ્યું નહિ; પણ તે કેટલીયે વાર સુધી બારીમાં ને બારીમાં ઊભી રહી. સ્ટેશન પરનાં માણસો નાનાં નાનાં થતાં ગયાં, અને છેવટે અદૃશ્ય થયાં. લીલાંછમ ખેતરો ઉપર મધ્યાહ્નનો સૂર્ય પ્રકાશતો હતો. દૂર દૂર ટેકરી પર ચરતાં ઘેટાં નાનાં ટપકાં જેવાં દેખાતાં હતાં, અને ટેકરીની ટોચ પરનાં મંદિર પરનાં ઇંડાં ચમકારા મારી રહ્યાં હતાં. આગામી વર્ષ અત્યંત સુખકારી નીવડશે એવાં સ્પષ્ટ ચિહ્નો જણાતાં હતાં.

પણ સુખ અને આનંદ બધાંને માટે નથી.

તેણે એક નિસાસો નાખ્યો, અને બારીમાંથી પાછા ફરી પોતાનું નાનું પોટકું જ્યાં મૂકયું હતું ત્યાં જઇને બેઠી.

હવે તે જોઇ શકી કે ડબામાં ભીડ નહોતી. ત્રીજા વર્ગના ડબામાં આટલી બધી જગ્યા જોઇ તેને આશ્ચર્ય થયું. બેચાર ખેડુતનાં બૈરાંઓ,

હાથમાં મોટી ડાંગવાળો પુરબિયા જેવો દેખાતો એક ડોસો, કપડાંનું એક મોટું પોટકું લઈ વેપાર માટે નીકળેલો એક મધ્યમ વયનો મેલાં કપડાંવાળો વેપારી, અને—

તેની દૃષ્ટિ ફરતાં ફરતાં, દૂર ખૂણામાં આંખો મીંચી સ્વસ્થ બેઠેલા એક તરુણ પર પડતાં જ તે એકદમ ચમકી. કેવો સ્વરૂપવાન! તેનાં કપડાં બહુ ઊંચી કિંમતનાં નહોતાં, છતાં સ્વચ્છ અને ઇસ્ત્રી-વાળાં હતાં. તેનો ગૌર વર્ણ, કાળા વાળ, અને મીંચેલી આંખોની લાંબી પાંપણ તેની આકર્ષકતામાં ઉમેરો કરતાં હતાં.

તેણે નજર પાછી ખેંચી લઈ પોતાનો છેડો સંકોર્યો, અને તેમ કરતાં તેને મનમાં ને મનમાં હસવું આવ્યું; કારણ કે પેલા પુરુષની અને તેની દ્રષ્ટાદ્રષ્ટ તો મળી જ નહોતી, અને કદાચ તેમ થયું હોત તો પણ પોતાને લજ્જિત થવું પડે તેવું પોતાનું રૂપ નહોતું! ઊલટું, દેખાવમાં તે કદરૂપી હતી. સીસમના જેવો રંગ, ઘાટ વગરનાં નાક અને આંખો, અને આખે મોઢે શીળીનાં ચાઠાં—આવી વત્સલા આખા ગામમાં કદરૂપી ગણાતી હતી, અને આ રૂપવૈગુણ્યને લીધે તેને ઘણું સહન કરવું પડયું હતું! મેટ્રિક પાસ થયા પછી ઉચ્ચ શિક્ષણનો ખર્ચ તેના પિતા ઉપાડી ન શકવાથી તેણે નોકરી માટે ઘણા પ્રયાસ કર્યા હતા; પણ દરેક ઠેકાણે નિરાશા મળી હતી. જો કે કોઇએ તેને મોઢેમોઢ કહ્યું નહોતું, છતાં તે સમજી ગઇ હતી કે કુરૂપતાને લીધે જ પોતાને નિષ્ફળતા મળે છે. આજે તે નોકરીના પ્રયાસ માટે જ પૂના જતી હતી. પરંતુ તેનું મન તો આશાને બદલે ભીતિ અને શંકા જ અનુભવતું હતું. તેની અરજી ઉપરથી તેને રૂબરૂ મળવા બોલાવી હતી, પણ તેને નજરે જોયા પછી—

વત્સલાને ઘણીવાર પોતાના દેખાવ ઉપર તિરસ્કાર આવતો.

થોડીવાર પછી તે તરુણ તરફ ફરીથી જોવાનું મન થતાં તેણે તાકીને તેના તરફ જોયું. પવનથી ઊડતા તેના વાળ તેણે જમણે હાથે સરખા કર્યા, પણ તેણે આંખો ઉઘાડી નહિ.

આ જોઇ વત્સલાને જરા આશ્ચર્ય થયું. તેની આંખો પણ તેના વાળ જેવી જ કાળી હશે કે કેમ તે જોવાની તેને અત્યંત જિજ્ઞાસા થઇ. ધડકતી છાતીએ પણ તેણે પોતાની નજર તેના પર ઠેરવી રાખી. પરંતુ આશ્ચર્ય! તે કોઇ પણ વાતે આંખો ઉઘાડતો નહોતો! શાના ચિંતનમાં તે આટલો બધો મગ્ન થયો હશે?

બદલાતા પાટાનો ખડખડ અવાજ થયો. સ્ટેશન નજીક આવતાં ગાડીનો વેગ ઓછો થતો ગયો. વત્સલાને થયું કે હવે તો તે જરૂર આંખો ઉઘાડશે. પણ ગાડી ઊભી રહી, ડબામાંથી પેલો ડોસો ઊતરી ગયો, બીજાં બેચાર માણસો પોતપોતાનાં પોટકાં લઇ અંદર આવ્યાં. ગાડી ફરીથી ઊપડી, છતાં પણ તે તરુણની આંખો તો મીંચેલી જ રહી!

હવે વત્સલાને શંકા ગઇ. તેણે તેની મીંચેલી આંખોની પાંપણ તરફ નીરખીને જોયું તો માલમ પડયું કે તેની શંકા સાચી હતીઃ તે તરુણ પુરુષ અંધ હતો.

તેના અંધાપાની ખાત્રી થતાં જ વત્સલાને ખૂબ દુઃખ થયું. આવા અલૌકિક દેહસૌન્દર્યને અંધાપો કેમ હશે! કેવી કરુણ ઘટના! તે તરુણ તરફ તેનું મન વિલક્ષણ સહાનુભૂતિ બતાવવા લાગ્યું. તેની દૃષ્ટિ પ્રથમ તેના પર પડી ત્યારે તે મનમાં બોલી હતીઃ 'કેટલો સુંદર!' પણ હવે તેનું મન 'બિચારો, બિચારો!' એમ બોલવા લાગ્યું. તે કોણ હશે, ક્યાં રહેતો હશે વગેરે પ્રશ્નો તેના મનમાં ઊઠયા. તેને વિષે કોઇ વિલક્ષણ જિજ્ઞાસા તેના મનમાં ઉત્પન્ન થઇ.

થોડીવારમાં આકાશ વાદળાંથી ઘેરાયું. સુસવાટા મારતો પવન

ફુંકાવા લાગ્યો, અને જોસભેર વરસાદ શરૂ થયો. વત્સલાએ તુરત બારી બંધ કરી.

તેણે જોયું તો તે તરુણની જમણી બાજુની બારીમાંથી વરસાદના છાંટા આવતા હતા. તેણે ઊઠી બારી બંધ કરી. તે તરુણ હસીને બોલ્યો: 'થેન્ક યુ.'

તે બોલી: 'તમે જરા ડાબી બાજુ ઉપર ખસો તો સારું. કારણ કે બારી બંધ કરી છે, છતાં તેની તિરાડમાંથી છાંટા આવે છે તમારી આ નાની બૅગ જરા આ બાજુ લઉં?'

એકાદ નાના બાળકની માફક તેનું બોલવું તેણે સાંભળ્યું. વત્સલા સમજી શકી કે આંધળાં માણસો આવીજ રીતે બીજાનું બોલવું સાંભળે છે! કેવું પરતંત્ર જીવન!!!

તે ફરીથી પોતાની જગ્યાએ બેસવા જતી હતી, તેવામાં તેણે પૂછ્યું: 'તમે કયાં જવાનાં?'

તે બોલી; 'પૂના. અને તમે?'

'હું મુંબઇ જવાનો છું.'

'તમારી સાથે કોઇ લાગતું નથી!'

'હમેશાં સાથે કોણ આવે? ગાડીમાં બેસાડવા મારા એક સ્નેહી આવ્યા હતા. હવે પૂના સ્ટેશને એક સ્નેહી આવવાના છે. તે મને મુંબઈની ગાડીમાં બેસાડી દેશે. અને મુંબઇ સ્ટેશને મને સામે લેવા કોઇક આવ્યું હશે જ.'

'પણ રસ્તામાં જરૂર પડે તો?'

'જરૂર પડે તો મદદ મળી રહે છે. જુઓને, હમણાં જ કેવી મદદ મળી ગઇ!' એમ કહી તે હસ્યો.

તેની વિનોદ વૃત્તિ માટે હસવા કરતાં, પોતાની અસહાયતાનો તેણે જે વૃત્તિથી ઉલ્લેખ કર્યો તે જોઇ તેનું હૃદય અનુકંપાથી પીગળ્યું.

તેણે પૂછ્યું : 'તમે મુંબઇમાં રહો છો ?'

તેણે ઉત્તર આપવામાં વાર લગાડી. તેના શબ્દો તે એટલી તન્મયતાથી સાંભળતો હતો કે તેના અર્થ સુધી તેનું ચિત્ત પહોંચી શકયું નહિ. તેની સ્તબ્ધતાનો અર્થ વત્સલાએ એમ કર્યો કે તે પ્રશ્ન ઉડાવી દેવા માગે છે.

થોડીવારે તેણે પૂછ્યું: 'તમે પાછાં તમારી જગ્યાએ જઇને બેઠાં કે શું ?'

વત્સલાને આશ્ચર્ય થયું. તે દૂર થઇ એ તેણે કેમ જાણ્યું હશે? પણ તરત જ તે સમજી શકી કે આંધળાં માણસો હિલચાલ પરથી વાતો જાણી શકે છે. આ વિષે તે હજુ વિચાર કરતી હતી, તેવામાં તેને વધુ ચકિત કરે તેવો પ્રશ્ન તેણે પૂછયો :

'તમને સ્ટેશને મૂકવા તમારા પિતા આવ્યા હતા ને ?'

તેની ખાત્રી થઇ કે પોતે ગાડીમાં બેઠી તે વખતની તેની અને તેના પિતા વચ્ચેની વાતચીત તેણે ધ્યાનપૂર્વક સાંભળી હોવી જોઇએ. એટલું જ નહિ, પણ પોતે જેમ તેની તરફ નીરખી નીરખીને જોતી હતી, તેમ તેણે પણ તેના કાન તેણીની દરેક હિલચાલ સાંભળવામાં રોકયા હોવા જોઇએ. આ કલ્પના આવતાં જ તેને જરા મૂંઝવણ થઇ.

તેનો પ્રશ્ન યાદ આવતાં તેણે જવાબ આપ્યો : 'હા. સ્ટેશને આવ્યા હતા તે મારા પિતા થાય છે.' અને આટલું કહ્યા પછી, કોણ જાણે શા કારણથી, પોતે પૂના જે કામ માટે જતી હતી તેની હકીકત પણ કહી દીધી.

તેણે જે કહ્યું તે તેણે ધ્યાનપૂર્વક સાંભળ્યું હતું જ, પણ તેના શબ્દોમાં જે વિલક્ષણ માધુર્ય હતું તે તરફ તેનું વધારે લક્ષ હતું, કારણ કે તેના ચહેરા પર પ્રસન્નતાનું હાસ્ય ફરકતું હતું.

સંધ્યાકાળ આવતાં વરસાદ જરા ઓછો થયો. વાદળાં તો હતાં જ; આથી પ્રકાશ ઓછો થવા લાગ્યો. ડબામાં દીવો થયો. વત્સલાએ બારીમાંથી બહાર જોયું, તો સમગ્ર સૃષ્ટિ ઉપર ઉદાસીનતાનું વાતાવરણ છવાએલું જોયું. તેનું મન પણ અગમ્ય રીતે ઉદાસીનતા અનુભવતું હતું. આવે વખતે ઔદાસીન્યપૂર્ણ કાવ્ય સ્ફુરે છે. કોઈ દૂર દૂર વસતી પ્રિય વ્યક્તિને બૂમ પાડવાનું મન થઈ જાય છે, અથવા તો વિરહગીતાનું એકાદ ચરણ ગણગણવાનું ગમે છે.

દુનિયાનાં વાતાવરણ સાથે તાદાત્મ્ય અનુભવતી વત્સલા એક ગીત ગણગણવા લાગી. પોતે ગાડીના ડબામાં છે તે ભૂલી જઈ વત્સલા મોટે અવાજે સંકોચ વગર ગાવા લાગી. પણ થોડીવાર પછી તે એકદમ ચમકી. કારણકે તેના ગાયન સાથે કોઈ તાલ આપી રહ્યું હતું.

પાછા વળીને જોતાં માલમ પડયું કે પેલા તરુણે પોતાની નાનકડી બેગ ખોળામાં લઈ લીધી હતી, અને પોતાની આંગળીઓ વડે તેના ઢાંકણા પર તે તાલ આપી રહ્યો હતો !

વત્સલાને અત્યંત શરમ આવી. તેને સ્તબ્ધ જોઈ પેલા તરુણે કહ્યું : ' કેમ ? વચ્ચેથી કેમ બંધ કર્યું ? આગળ ચલાવો. '

તેણે કંઈ જવાબ આપ્યો નહિ.

તેણે ફરીથી કહ્યું : ' પાછલી કડીઓ આથી પણ સારી છે. બોલો.'

' હું કંઈ સંગીત શીખી નથી. '

' પણ તમારી પાસે અવાજની કુદરતી બક્ષીસ છે. '

તેના આગ્રહને લીધે તેને બાકીનો ભાગ ગાવો પડયો, પરંતુ આ

વખતે તે તરુણ પોતાનું ગીત લક્ષ દઇને સાંભળે છે એ જાણુને લીધે તેનું ગળું પુરેપૂરું ખીલ્યું નહિ. ગીત પૂરું થયા પછી તે બોલી: ' મેં નહોતું કહ્યું કે મને બરાબર આવડતું નથી ?'

તે હસીને બોલ્યો: ' હા, હું જાણું છું. '

પૂનાનું સ્ટેશન આવ્યા પહેલાં થોડીવારે તે તરુણે કહ્યું: ' તમને વાંધો ન હોય તો તમારું નામ અને સિરનામું મારી ડાયરીમાં લખી આપો. મારી ઓળખાણ રાખવા જેટલો હું કોઇ મોટો માણસ નથી, છતાં પણ આ મારું કાર્ડ તમારી પાસે રાખો.'

તેણે તેની સામે ધરેલી ડાયરીમાં વત્સલાએ પોતાનું નામ અને સિરનામું લખી આપ્યાં. અને પછી કાર્ડ જોયું :

**વિશ્વનાથ કે. પંડિત**
ગોલ્ડન વૉઇસ ગ્રામોફોન કંપની
**મુંબઈ**

પૂનાના સ્ટેશન ઉપર કોટ પાટલૂન પહેરેલો એક માણસ તે તરુણને શોધતો આવ્યો, અને તેને હાથ પકડી લઇ ગયો. જતી વખતે તેની જરા પાસે આવી તે બોલ્યો : ' ઓળખાણ રાખશોને ?'

' હા.' એમ કહી તે પણ પોતાને રસ્તે પડી.

સ્ટેશન પરથી ગામમાં પોતાના મામાને ત્યાં જતાં જતાં રસ્તામાં વત્સલાને વિચાર આવવા લાગ્યા: ' મેં પણ ભેંસના ભાઇની માફક કેવું ગાઇ નાખ્યું ! તેણે મનમાં ને મનમાં મારી મશ્કરી જ કરી હશે ! પણ તેને ફરીથી મળવાનો પ્રસંગ જ નથી આવવાનો તે એક રીતે જોતાં ઠીક છે ! કદાચ તેણે મને મૂર્ખ ઠરાવી હોય તો પણ કંઇ વાંધો નથી. કાલની મુલાકાત ફત્તેહમંદ નીવડે અને નોકરી મળી જાય તો બધી ચિંતા દૂર થાય.'

પણ મનુષ્યની ધારણાને ધૂળમાં મેળવવાનો વિધિને શોખ હોય છે ! એક બીજી જ સ્ત્રીની નિમણૂક પેલી જગ્યાએ થઇ ગઇ. પોતાની કુરૂપતાને લીધે જ આ નોકરી પણ હાથમાંથી ગઈ એમ વત્સલાની પાકી ખાત્રી થઈ.

બેચાર દિવસ તેણે નિરાશાના દુઃખમાં પસાર કર્યા. પણ પછી નિરાશાની જગ્યા ક્રોધે લીધી. તેણે મન સાથે ગાંઠ વાળી કે અપયશ મેળવી ઘેર જવું જ નહિ. ફરીથી પ્રયાસ કરી જેવી મળે તેવી નોકરી સ્વીકારી લેવી. વીસ રૂપિયા મળે તો વીસ; પંદર મળે તો પંદર !

તેના પિતાના ઉપરાઉપર કાગળો આવતા હતા, અને તેમાં તેને ઘેર આવતા રહેવાનો આગ્રહ કર્યો હતો. પણ વત્સલાએ તે તરફ દુર્લક્ષ કર્યું. તેને નોકરી મળી નહોતી, છતાં યે તેનો નિશ્ચય ડગ્યો નહોતો. એક દિવસ તેના પિતા તરફથી એક લાંબું કવર આવ્યું. તેની ઉપર મોટા અક્ષરે 'ગોલ્ડન વૉઇસ ગ્રામોફોન કંપની, બૉમ્બે' એમ અંગ્રેજીમાં છાપ્યું હતું. નીચે તેનું નામ અને સિરનામું ટાઇપ કરેલું હતું. તેના પિતાએ સિરનામું બદલી પૂનાનું સિરનામું કર્યું હતું. પત્ર અંગ્રેજીમાં ટાઈપ કરેલો હતો.

'તમે હજુ પૂનામાં જ છો કે ઘેર પાછાં આવ્યાં છો તે જાણવાનું મારી પાસે સાધન નથી. પરન્તુ તમને આ પત્ર પહોંચશે એમ આશા રાખું છું. આગગાડીમાં થએલ અલ્પ પરિચયને આધારે હું તમને એક વિનંતિ કરવા માગું છું. અમારી કંપનીની નવી રેકર્ડ ઉતારવાનું કામ થોડા વખતમાં શરૂ થવાનું છે. નામાંકિત કલાકારો ઉપરાંત ઊગતા સંગીતકારોની રેકર્ડ પણ ઉત્તેજનાર્થે ઉતારવાનું ધોરણ અમે થોડાં વર્ષથી રાખ્યું છે. લોકો હમેશાં કંઈ ને કંઇ નવું માગે છે, ચાલુ વર્ષની નવીનતામાં તમારા ગીતનો પરિચય આપવાની મારી ઇચ્છા છે. તો તમે એકવાર મુંબઇ આવો તો ઉપકાર થશે.

મુંબઇમાં તમારૂં કોઇ ઓળખીતું ન હોય તો તમારા રહેવાખાવાની બધી સગવડ કંપની મારફત કરવામાં આવશે. તમે કયે દિવસે અને કઇ ગાડીમાં આવો છો તે લખશો એટલે કંપનીનો માણસ તમને લેવા સ્ટેશને આવશે. પ્રત્યુત્તર આપવા કૃપા કરશો.

'એક વાત લખવી રહી ગઇ. તમારાં ચાર ગીતો અમે સ્વીકારીશું. અને તે બદલ તમને સો રૂપિયા મળશે!'

સો રૂપિયા ?

વત્સલાને તો આ સ્વપ્નવત્ લાગ્યું !

અને થોડા દિવસમાં તેના ગીતની રેકર્ડ ઉતારવાનું કામ પૂરું થયા પછી કરારના કાગળ પર તેણે સહી કરી, અને કંપનીના હિસાબનીશે તેની પાસે સો રૂપિયાની નોટો મૂકી, ત્યારે આ સર્વ પ્રસંગ તેને દૃષ્ટિભ્રમ જેવો લાગ્યો.

અને કાગળો ઉપર સહી કરીને નોટો હાથમાં લેતાં તેનું અંતઃકરણ આનંદથી હલકું થવાને બદલે ઊલટું દુઃખથી જડ થયું, કારણકે તેનું કામ હવે પતી જવાથી તેને પાછા જવામાં કંઇ હરકત નહોતી. ફક્ત તેનું મન તેમ કરવા તૈયાર નહોતું.

વિશ્વનાથ બિમાર હતો. તેને માંદો છોડીને જવું તેને બિલકુલ ગમ્યું નહિ.

છેલ્લા પંદર દિવસમાં તેના મુંબઇનિવાસ દરમ્યાન તેનો અને વિશ્વનાથનો ઘણો નિકટ સહવાસ થયો હતો. તેનાં ગીતની રેકર્ડ સરસ ઊતરે તે માટે વિશ્વનાથે તનતોડ મહેનત લીધી હતી. તેનો ક્ષોભ દૂર કરવા માટે તેણે યુક્તિપ્રયુક્તિઓ યોજી હતી; અને તેની સુખસગવડતા તરફ બારીકાઇથી લક્ષ આપ્યું હતું.

તેની રેકર્ડ ઉતારવાને બીજે જ દિવસે તેને તાવ આવ્યો, અને

આજે ચારપાંચ દિવસથી તે પથારીવશ હતો. આ ચારપાંચ દિવસોમાં વત્સલા પોતાનો બધો સમય તેની પાસે ગાળતી, અને તેની બને તેટલી શુશ્રૂષા કરતી.

તેની પથારી પાસેથી દૂર થવું એ તેને મન માથાનો ઘા થતો, પણ હવે તો તે તેને કાયમ માટે છોડીને જવાની હતી !

તેની માંદગી દરમ્યાન ઘણી વખત તેનો હાથ પોતાના હાથમાં લઈ તે સ્વસ્થ પડયો રહેતો. હાથની ભાષા હાથ સમજી શકે છે. આવી ભાવના કોઇ કોઇ વાર જણાયાથી વત્સલાના મનમાં જુદા જુદા વિચારો આવતા. કોઇવાર થતું કે આ અપૂર્વ પ્રેમ વધારે દઢ કરવો, પણ બીજી જ ક્ષણે તેનું મન બોલી ઊઠતું: ' તું દેખાવમાં તદ્દન કદરૂપી છે તે એને ખબર ન હોવાથી તે તારા પર મુગ્ધ થયો છે. તેને છેતરવો એ યોગ્ય નથી. તારું રૂપ તે નજરે જુએ તો તને આમ નજીક ખેંચે ખરો ? તેને ખરી વસ્તુસ્થિતિ કહી દેવી ન જોઇએ ?...' પણ પોતાનું કર્તવ્ય સ્પષ્ટ ન સૂઝતાં તેનું મન શોકાગ્નિમાં બળવા માંડતું, અને આંખમાં અશ્રુ ઊભરાતાં.

એક દિવસ તેની આંખમાંનાં આંસુ તેનાં હાથ પર પડતાં તેણે પૂછયું: ' વત્સલા, રડે છે કે શું ? '

તે બોલી ' ના રે ના.'

પોતાનો હાથ ઊંચો કરી આંગળીઓ તેના હાથ ઉપર, ડોક ઉપર અને ગાલ ઉપર ફેરવી, છેવટે આંખો ઉપર ઠેરવી. તે આંગળીઓથી તેનાં આંસુ લૂછતાં લૂછતાં તેણે કહ્યું. ' આ કેવું ગાંડપણ ! રડવું શા માટે ?'

તેનો હાથ નજીક ખેંચી વત્સલા બોલી, ' તમે મારા પર કેટલો ઉપકાર કર્યો છે !'

તે હસીને બોલ્યો, ' તારા આ શબ્દો તારા રડવા જેટલા જ

ગાંડપણુ ભરેલા છે. વારુ, હવે આંસુ લૂછી નાખ, અને મારી પાસે વાંચે છે તે ચોપડી આગળ વાંચ.'

તેણે તે પુસ્તકનો આગળનો ભાગ વાંચવાની શરૂઆત કરી, અને તેનો મધુર અવાજ સાંભળતાં સાંભળતાં એકાદ નાના બાળકની માફક તેની આંખ મળી ગઈ, ત્યારે તેના ડાબા હાથમાં રહેલો પોતાનો હાથ ખબર ન પડે તેમ લઇ લેતાં તેને તીવ્ર લાગણી થઇ હતી. અને હવે તેને છોડીને તે કાયમને માટે જવાની હતી !

તેની રજા લેવા જવાનું મુશ્કેલ કામ તેણે આખો દિવસ મુલતવી રાખ્યા કર્યું. તેને એકવાર વિચાર આવ્યો કે રૂબરૂ ન મળતાં પત્ર મૂકીને જતા રહેવું. પણ છેવટે દીવાબત્તી થયા પછી તેને મળવા ગઇ. ઓરડીમાં દીવાનો ઝાંખો પ્રકાશ પડતો હતો.

બારણામાં તે દાખલ થતાં જ તેણે કહ્યું: 'વત્સલા !'

બહુ ઉત્સુકતાથી તે તેની વાટ જોતો હોય એમ લાગ્યું.

તે તેની પાસે બેઠી. તેણે પોતાનો હાથ લાંબો કરી તેનો હાથ પકડ્યો. તેને હાથ છોડવી લેવાનો વિચાર આવ્યો, પણ તે તેમ કરી શકી નહિ.

તે બોલ્યો: 'આજે મને બિલકુલ તાવ નથી. આવતી કાલે આપણે બન્ને સ્ટુડિયોમાં જઇશું.'

'કાલે? તે ન બને !!'

'કેમ ?'

'હવે મારું કામ પૂરું થયું છે. મારો હિસાબ પણ થઇ ગયો છે. આજે મને સો રૂપિયા મળી ગયા છે. મારા પિતા તો માનશે પણ નહિ કે પોતાની પુત્રીને સો રૂપિયા મળ્યા છે ! તેમને તો શું, પણ મને પણ આ બધું સ્વપ્નવત્ જ લાગે છે...'

મનમાંની લાગણીનો ખરો આવેગ છુપાવવા માટે તે ગમે તેમ બોલી રહી હતી. અને સાથોસાથ હસવાનો પણ પ્રયત્ન કરતી હતી.

વિશ્વનાથ બધી વસ્તુસ્થિતિ તુરત જ સમજી ગયો. તે વચ્ચે જ બોલી ઊઠયો : 'તારે મારૂં કહેવું સાંભળવું છે કે નહિ ?'

'શું ?'

'કાલે આપણે સ્ટુડિયોમાં જઇએ.'

'અંહં. કાલે સવારમાં હું જનાર છું.'

'હું તને કેમ જવા દઇશ ? મારા બોલાવવાથી તું અહીં આવી છું ને ? તો પછી મારી રજા લીધા વગર તારાથી કેમ જવાય ?'

'હાસ્તો. અને રજા લેવા માટેજ હું આવી છું.'

'એમ તે બને ? મને છોડીને જતાં તને કંઇ નથી થતું ? આમ એકાએક જતું રહેવું તને યોગ્ય લાગે છે ? વત્સલા, કેમ ચૂપ બેસી રહી છે ? બોલને ?'

તે એકાગ્રતાથી તેના ચહેરા તરફ જોઇ રહી હતી. તે કેટલો બધો સૌંદર્યવાન હતો ! અને પોતે કેટલી કુરૂપ હતી ? કઠોર મન કરી તે નિશ્ચયાત્મક સ્વરે બોલી: 'મારે કાલે જવું જ જોઇએ.'

તેના હાથમાંની આંગળીઓ ચંચવાળતો તે બોલ્યો: 'તને મારે માટે કંઇ લાગતું નથી ? મારો તારા પર પ્રેમ છે. મારા પ્રેમનો તું સ્વીકાર કરીશ અને મારાથી કદી પણ અલગ નહિ થાય એવી આશા મેં સેવ્યા કરી છે. તું મને નિરાશ કરશે ?'

આજ પર્યંત અનેક વખત કરેલ બધા નિશ્ચય એકત્રિત કરી વત્સલા બોલી: 'વિશ્વનાથ, તમે એક મોટા ભ્રમમાં છો. તે તમારો ભ્રમ કાયમ રાખી તમારું અને મારું જીવન એકત્ર કરવાથી દુઃખ થવા

સંભવ છે. એક તો તમે મારા ઉપકારક, અને વળી મારો તમારા પર અત્યંત પ્રેમ છે.'

'વત્સલા ! તું શું ખરું કહે છે ?'

'ખરેખર, હું તમને હૃદયપૂર્વક ચાહું છું.'

'અને તેમ છતાં યે તું મને છોડીને જવા તૈયાર થઇ છે ? બહુ નવાઇની વાત કહેવાય !'

'હું ખરેખરી કેવી છું તે તમને ખબર નથી એટલે જ તમને ગમું છું !'

'તું કેવી છે ?'

'મારો અવાજ જેટલો સુંદર છે તેટલી હું સુંદર નથી જ. તમારી ચાકરડી તરીકે પણ ન શોભું તેટલી હું કાળી છું. મારાં નાક અને આંખ બેડોળ છે. મારા આખા મોં પર શીળીના ચાઠાં છે. બધાયે માણસો મને જોતાં જ મોઢું ફેરવી જાય છે. તમારા સ્ટુડિયોના માણસો અંદર અંદર શી વાતો કરે છે તે ખબર છે ? ' આવો રૂપરૂપનો ભંડાર વિશ્વનાથે ક્યાંથી શોધી કાઢયો ? ' આજ સુધી આખા જગતે મારો તિરસ્કાર કર્યો છે. સારા જગતનો તિરસ્કાર પામેલી વત્સલા તમારે જોઇએ છે ?...'

બોલતાં બોલતાં તે અત્યંત લાગણીવશ થઈ ગઇ, અને રડવા લાગી. તેણે માન્યું કે ' થયું ! બધું યે પત્યું ! પ્રેમ નષ્ટ થયો ! સુખ પણ નષ્ટ થયું ! હવે વિશ્વનાથને મારો સ્પર્શ પણ ગમશે નહિ !'

પણ વિશ્વનાથે તો ઊલટો તેનો હાથ વધારે મજબુત રીતે પકડયો અને બોલ્યોઃ ' હવે હું કહું તે સાંભળ. શરીરસૌન્દર્ય દષ્ટિસુખ માટે છે; હું જન્માંધ હોવાથી દુનિયાનું દશ્ય સૌન્દર્ય કેવું હશે તે જાણવાનું મને નથી મળ્યું. પણ તેને બદલે, દેખતાં માણસો જે

સૌન્દર્ય જોઇ શકતાં નથી તે જોવા માટે દિવ્ય ચક્ષુ ઈશ્વરે મને બક્ષેલાં છે. તારો કંઠ કેટલો મધુર છે તે હું જાણી શકું છું. તારા અંતઃકરણની ભાવનાનું સૌન્દર્ય બીજા કરતાં વધુ સારી રીતે હું જોઇ શકું છું. તારા પ્રેમાર્ત હૃદયની ભાષા શરીરસ્પર્શથી વ્યક્ત થાય છે ત્યારે તેનો સૂક્ષ્મ અર્થ હું બરાબર સમજું છું. સામાન્ય જનદૃષ્ટિથી હું વંચિત છું, પરંતુ મારા અંધત્વને લીધે મને જે અલૌકિક દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે તે દૃષ્ટિથી જોતાં તારામાં લાવણ્ય સિવાય મને કંઈજ દેખાતું નથી. મારૂં કહેવું સમજી? હવે ભ્રમ વિષેની તારી શંકા દૂર થઇ? તું સ્વરૂપવાન છે એ ભ્રમ મને પહેલેથી જ નહોતો. તારા કુરૂપપણા વિષે લોકોએ મને શરૂઆતમાં જ વાકેફ કરેલ હતો. પણ મારો પ્રેમ તારા રૂપ ઉપર નથી—તારા ઉપર છે. વત્સલા! કહે, હવે તું કાલે જવાની છે?'

તે કંઇ જ બોલી શકી નહિ.

તેને જરા નજીક ખેંચી બન્ને હાથે તેનું માથું પકડી ભાવનાવશ થઇ વિશ્વનાથે જ્યારે 'વત્સલા' એમ ધીમેથી હાક મારી, ત્યારે તેણે તેની છાતી ઉપર પોતાનું માથું પડવા દીધું.

વત્સલાની આંખમાંનાં આંસુ વિશ્વનાથના શરીરને ભીંજવતાં હતાં, અને વિશ્વનાથના હોઠ વત્સલાના વાળ પર ઠર્યા હતા.

## ૭

# પતિત !

જેણે આત્મચરિત્ર લખવું હોય, તેણે શરૂઆત કરતાં પહેલાં ઓછામાં ઓછાં બે ચાર અઠવાડિયાં આગગાડીમાં મુસાફરી કરવી, જેથી પાછલા જીવનની દરેકે દરેક સ્મૃતિ તેને તાજી થાય.

મારા આ વિચારથી મને પોતાને હસવું આવ્યું. પણ ત્રીજા વર્ગના ડબ્બામાં બેડિંગ પાથરી સૂતાં સૂતાં મુસાફરી કરવામાં, અગર તો ડબ્બામાંના અજાણ્યા ચહેરા તરફ સ્વપ્નવત્ જોતાં જોતાં, જેણે કલાકો પસાર કર્યા હોય, તેને આવો વિચાર આવે તે સ્વાભાવિક જ છે. ચક્કીના પટ્ટાના જેવો આગગાડીનાં પૈડાંનો કર્કશ અવાજ, દરેક સ્ટેશને સંભળાતા વિચિત્ર અવાજ, ડબ્બામાંના માણસોનાં કેટલીક વાર અર્થશૂન્ય લાગતાં સંભાષણ, અને એક જ જગાએ બેસી બેસીને અકડાઈ ગએલ શરીર—આ બધાની મન પર કેટલી વિચિત્ર અસર થાય છે ! આપણી આજુબાજુ બનતા બનાવો સાથે આપણે કંઈ જ સંબંધ ન હોય એમ લાગે છે. ક્લોરોફોર્મ આપ્યા પછી બેશુદ્ધ થયા પહેલાં રોગીના મનની જે સ્થિતિ હોય છે, તેનો પૂરેપૂરો અનુભવ, આવી રીતે કંટાળેલા પ્રવાસીને થાય છે. સખત તાપથી લંઘાઈ જતા ફૂલની માફક તેનું મન પણ કરમાવા માંડે છે, અને પછી ગત આયુષ્યની મિષ્ટ સ્મૃતિઓનું જલસિંચન થવાથી પાછી તાજગી મળે છે. હું પણ ધીમે ધીમે તાજગી મેળવતો હતો.

દસ વર્ષ પહેલાં મારા પિતા અમદાવાદમાં હૃદયક્રિયા બંધ પડવાથી અવસાન પામ્યા. બીજો કોઈ આધાર ન હોવાથી મારા એક કાકા સુરતમાં હતા તેમની સાથે અમારે રહેવું પડ્યું. ક્ષણે ક્ષણે અમને પરાધીનતાનો અનુભવ થતો. આ દસ વર્ષમાં મુંબઈ તરફ જવાનો હું વિચાર સરખોયે નહોતો કરી શક્યો. બી. એ. પાસ થયા પછી સુરતમાં જ શિક્ષકની નોકરી મેં સ્વીકારી હતી. પણ મુંબઈ તો મોજશોખ માટે જ જવાય, અને માસ્તરગીરી અને મોજશોખ એ બંનેને સાધારણ રીતે બનતું નથી. મારી નાની બહેન ઉમરલાયક થવાથી તેનાં લગ્ન તુરતમાં જ કરી નાખવાનું જો કાકાએ ન કહ્યું હોત, તો મારા ભાગ્યમાં નિર્માણ થયેલો આ મુંબઈનો પ્રવાસ જન્મકુંડળીમાં જ રહી ગયો હોત !

મારા શાળાસોબતી મધુકરની પહેલાં તપાસ કરવી એમ મારી માતાએ સૂચના કરી. મધુકર સાથે મારો પત્રવ્યવહાર તો અખંડ ચાલુ હતો જ. બી. એ. થયા પછી તેણે મુંબઈની એક સિનેમા કંપનીમાં નોકરી મેળવી હતી. ત્યાં તે શું કામ કરતો હતો તે મને ખબર નહોતી, પણ તેનો ફોટો વર્તમાનપત્રમાં પાંચ દસ વખત મેં જોયો હતો. અને દર વખતે તે જોઈ મારા હૃદયમાં સૂક્ષ્મ ઈર્ષાનો આવિર્ભાવ થયો હતો. અમારા જેવા માસ્તરોનો ફોટો તો વર્ષમાં એકાદવાર જ લેવાય, અને તે પણ સંમેલન પ્રસંગે. પણ તે ફોટો વર્તમાનપત્રમાં લેવા કોણ નવરું છે ? આથી મધુકરનો ફોટો વર્તમાનપત્રમાં જોતાં જ મારા મનમાં થતું, 'આ મધિયો તો જુઓ, કેટલો ભાગ્યશાળી છે !'

અંગ્રેજી પાંચમી ચોપડીમાં અમે હતા, ત્યારે બંને લગભગ સરખા માર્ક જ મેળવતા. પણ આજે જગતના બજારમાં તેની કિંમત મારા કરતાં કેટલી વધારે અંકાય છે ! સિનેમા કંપનીએ તેને

પ્રકાશમાં આવ્યો છે; તેના છટાદાર ફોટા વર્તમાનપત્રમાં પ્રગટ થાય છે; અને ભાગ્યમાં હશે તો એકાદ સુંદર સિનેમાનટીની સાથે તેનાં લગ્ન પણ થશે! પછી તો પૂછવું જ શું? પોતાના બસો અને પત્નીના બે હજાર મળી બાવીસસો રૂપિયાની માસિક આવક થશે! દસ વર્ષ પહેલાંનો ગરીબ મધુકર સ્વપ્નસૃષ્ટિની માફક અદૃશ્ય થશે.

મુંબઇ જેમ જેમ નજીક આવતું ગયું તેમ તેમ મારું મન કહેવા લાગ્યું કે સિનેમાનટી સાથેનાં લગ્ન સિવાયની બાકીની મધુકર વિષેની મારી બધી ધારણાઓ સાચી પડે તેમાં મારે કંઇ વાંધો નથી. એક રીતે વિચાર કરતાં મધુકરનું સિનેમાનટી સાથે લગ્ન થાય તે બહુ શક્ય નહોતું. ઘરબાર, જમીન કે તેવી કંઇ મિલકત તેને નહોતી. અંગત હોશિયારીથી ગરીબી સામે ઝઝુમી તે બી. એ. પાસ થયો હતો, એટલું જ. આવા ભિખારી તરફ સિનેમાનટી કેવી રીતે આકર્ષાય? અપ્સરાનો પ્રેમ માનવ પર કેમ ઢળે!

મારાં ચક્ષુ સમક્ષ વિદ્યાર્થીઅવસ્થાનો મધુકર ખડો થયો. ઘણા દિવસો સુધી ફાટેલાં ધોતિયાંથી ચલાવી લઇ, મહાત્માજીનો દાંડીકૂચનો ફોટો ખરીદવા જેટલા પૈસા તેની માતા પાસેથી તેણે મેળવ્યા હતા. હંમેશ સવારમાં તાજાં પારિજાતકનાં ફૂલનો હાર તેને પહેરાવી ભાવનાપૂર્ણ સ્વરથી તે કહેતો, 'મહાત્માજીના જીવનમાંથી કેટલું શીખવાનું છે!'

તેની માતા ફોટો પડાવવા તદ્દન નારાજ હતી. પણ મધુકર કહેતો, 'હું નોકરી પર ચઢયા પછી કેમેરા લેવાનો છું. અને પછી આખું ઘર તારા ફોટાથી ભરી દેવાનો છું. પૂજા કરતી વખતનો, બાળક હઠ કરતું હોય ત્યારે તેને સમજાવતી વખતનો...'

માતા વચ્ચે જ બોલી ઊઠતી, 'અને અબોટ કરતી વખતનો.'

'હા, હા, તે વખતનો ફોટો પણ લઇશ. વળી તું સાથિયા પૂરે છે તે કેવા સુંદર હોય છે. તેની પાસે ઇરાની ગાલીચો પણ મને તો ફિક્કો લાગે છે.'

આમ કહી મનમાં ને મનમાં તે ગણુગણુવા લાગતો—

'સ્વામી ત્રણે જગતનો
માતા વિના ભિખારી !'

હું સેન્ટ્રલ સ્ટેશને ઊતર્યો. મધુકરે એક નાનું સરખું ઘર વસાવ્યું હશે, અને તેની માતા પણ તેની સાથે જ રહેતી હશે એમ મેં ધાર્યું. મારા પિતાના અવસાન પછી તેણે કેટલી મમતાથી મને પોતાના ખોળામાં બેસાડયો હતો. હું મારાં આંસુથી તેની સાડી ભીંજવતો હતો, અને તે પોતાનાં આંસુથી મને નવરાવી રહી હતી. ગરીબ માણસોનાં મન કેટલાં શ્રીમંત હોઈ શકે છે તેનો સાક્ષાત્કાર મને તે વખતે થયો હતો. આવી સાસુ પુત્રવધૂને ફૂલની માફક સંભાળથી રાખે જ, એમ ખાત્રી થવાથી મારી માતાએ મધુકરને જમાઇ કરવાનું નક્કી કર્યું હતું.

મધુકર સાથે બોલવાની શરૂઆત શી રીતે કરવી તેની ગોઠવણુમાં મન રોકાયું હતું. કેવી શરૂઆત સારી લાગશે તે વિષે ભાંજગડ ચાલતી હતી. પણ શું સારું લાગશે તેનો નિશ્ચય કરવાનો વખત જ ન આવ્યો. પ્લૅટફૉર્મ પર એક છેડાથી બીજા છેડા સુધી ફર્યા છતાં પણ મધુકરનો પત્તો લાગ્યો નહિ !

તૃષાતુર માણસ જલની આશાથી માટલી પાસે જાય, અને માટલી ખાલી જોઇ તેની જેવી દશા થાય તેવી મારી દશા થઇ. સ્ટેશન પર આવવા માટે એક પછી એક ત્રણ પત્રો મેં મધુકરને લખ્યા હતા, પણ......

મને મનમાં થયું, કે મધુકર તો હવે મોટો માણસ ગણાય! મારા જેવા એક માસ્તરને લેવા માટે તે સ્ટેશને આવવાની તસ્દી શાનો લે?

પણ બીજી જ ક્ષણે મન બોલી ઊઠયું. 'મધુકર જેવો ભાવનાશીલ માણસ પોતાના બાલમિત્રની સાથે આમ વર્તે તે શકય જ નથી! મહાત્માજી તરફનો તેનો ભક્તિભાવ અને માતા તરફની તેની અપ્રતિમ ભક્તિ—આવો ભાવનાશીલ માણસ જીવનપ્રવાહમાં તરતો જ હોય છે, તે પ્રવાહ પતિત કદી પણ થતો નથી!'

હા, કદાચ તેને તાવ આવ્યો હોય. અથવા કદાચિત્ કંપનીએ તેને પરગામ કંઇ કામ માટે પણ મોકલ્યો હોય! આ સિનેમા કંપનીનો શો ભરોસો? રાજા, સ્ત્રી અને બાળક એ ત્રણેનું લહેરીપણું સિનેમાસૃષ્ટિમાં એકત્રિત થાય છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

મધુકરના ઠેકાણાંની મને ખબર હતી. તેથી હું વિકટોરિયા કરી તેને ઘેર પહોંચ્યો. ઘંટડી વગાડતાં જ એક નોકર બહાર આવ્યો. તેણે પૂછયું, 'કોનું કામ છે?'

'મધુકર.'

'સાહેબ બહાર ગયા છે'

'સાહેબની મા તો હશે જ.'

'સાહેબની મા તો કયારની—'

ઠેકાણું ભૂલ્યો હોઉં એમ મને ભ્રમ થવાથી મેં આજુબાજુ નજર કરી, તો બારણા પરના પિત્તળના અક્ષરવાળા પાટિયા પરથી મારી ખાત્રી થઇ કે તે મધુકરનું જ ઘર હતું. મને લાગ્યું કે તેની માતા માંદગી ભોગવીને...

'સાહેબ હમણાં જ આવશે' એમ નોકરે કહેવાથી હું મારો સામાન લઇ અંદર ગયો. સામે જ તાજાં ગુલાબનાં ફૂલનો હાર પહેરાવેલ એક ફોટો હતો. હું ઉત્સુકતાથી પાસે ગયો અને જોયું તો તે મહાત્માજીનો ફોટો નહોતો—ગ્રેટા ગાર્બોનો હતો.

* * *

ગ્રેટાગાર્બો તરફ મને અણગમો છે એમ માનવાનું જરા પણ કારણ નથી. પણ તેના ફોટાને ગુલાબના હારથી અલંકૃત જોઇને મને કંઇનું કંઇ થઇ આવ્યું. દીવાલ પર લટકાવેલાં નાનાં મોટાં બધાં ચિત્રો મેં જોયાં. તેમાંનાં કેટલાંક પરદેશી ચિત્રો બહુ સુંદર હતાં. આ બધાં ચિત્રો જોતાં જોતાં મહાત્માજીની દાંડીકૂચના ફોટાનો અભાવ મને અત્યંત સાલ્યોઃ મધુકરની માતાનો પણ એકે ફોટો મારી નજરે પડયો નહિ.

મારું મન ગુંગળાવા લાગ્યું. હાઇસ્કુલમાં ભણતો ત્યારે મહાત્માજીની પૂજા કરનારો મધુકર આજે ચુસ્ત દેશભક્ત જ હોવો જોઇએ એમ નથી. પણ આ શું ! એક જ છોકરીના જુદા જુદા પોઝ (Pose) માં પાંચ છ ફોટા, બૂટની પાંચ છ જોડી અને ઇસ્ત્રીબંધ કપડાંનો ઢગ, ટેબલ પર પડેલ પુસ્તકનું અર્થસૂચક નામ "Falling in love again." એશપોટમાંનો રાખનો ઢગ ! ! ! તે રાખનો ઢગ જોઇ મારા મનમાં એક વિલક્ષણ વિચાર આવ્યો ! મારી નજર આગળ પડેલી રાખ સિગારેટની રાખ નથી, પણ દસ વર્ષ પહેલાંના મધુકરની મનોભાવનાની રાખ છે ! અરેરે ! કયાં અંગ્રેજી શાળામાંનો ધ્યેયવાદી મધુકર, અને કયાં મોજશોખ અને તોરમાં લપટાયેલો અત્યારનો મધુકર ! એક મધુકર મારો મિત્ર હતો, બીજો નહિ !

આવા વિચાર કરવા માટે મને મારા પોતાના પર ગુસ્સો ચડયો. મધુકર સ્ટેશને ન આવ્યો તેથી મને ક્રોધ ચડે તે સ્વાભાવિક હતું.

પણ તેટલા જ ઉપરથી મધુકર તદ્દન પલટાઈ ગયો છે એવો તર્ક કરવો તે અનુદારપણું જ ગણાય ! પ્રત્યેક વ્યક્તિના જીવનપ્રવાહ અનેક વલણ લીધા કરે છે; તો પછી સિનેમાના ધંધામાં પડ્યા પછી, સૂટબૂટ, સિગારેટ, સિનેમાનટીના ફોટાનો શોખ વગેરે બાબતો મધુકરના જીવનમાં ગુંથાય તેમાં નવાઇ શી હતી ?

ટેબલ નીચેની ટોપલીમાંથી કાગળના બેત્રણ ટુકડા પવનથી બહાર ઉડયા. કુતૂહલવૃત્તિથી મેં તે લઇ વાંચ્યા. એક ટુકડા પર હતું, 'પ્રિય સુને...' દીવાલ પરના પેલી છોકરીના ફોટા તરફ મેં જોયું. આ જ તે સુનેત્રા હશે ! બીજા કટકા પર હતું, 'હું તારે માટે શું....' ત્રીજા લાંબા કટકા પર લખ્યું હતું, 'તું પતિત નથી, પણ પતિતને પાવન કરનારી....'

ટેબલ નીચેની ટોપલીમાંથી બધા કટકા કાઢી ભેગા કરી મધુકરનો આ પ્રેમપત્ર વાંચી જોવાની મને તીવ્ર ઇચ્છા થઇ. મૂઠીમાં સમાય તેટલા કટકા મેં ઉંચક્યા પણ ખરા.

પણ તેટલામાં બહારથી કોઇના બોલવાનો અવાજ સંભળાયો. મધુકરનો અવાજ મેં તુરત જ ઓળખ્યો. દસ વર્ષમાં તેના અવાજમાં જરા પણ ફેરફાર થયો નહોતો. જેનો અવાજ સુદ્ધાં બદલ્યો નથી તેનો સ્વભાવ તો કેમ જ બદલે તે વિચાર મને આવ્યો. મને લાગ્યું કે તેને વિષેની મારી શંકા બિનપાયાદાર હતી !

મધુકર અંદર આવ્યો; પણ તે એકલો નહોતો. તેની સાથે એક છોકરી પણ હતી. તેને જોતાં જ તે સુનેત્રા હોવી જોઇએ એમ મારી ખાત્રી થઇ. તેનું સૌન્દર્ય અવર્ણ્ય હતું. મારી બહેન માટે મારે બીજે ક્યાંક શોધ કરવી જોઇશે એમ તે ક્ષણે મને લાગ્યું.

મારી સાથે હસ્તધૂનન કરી, સ્ટેશન પર ન આવી શકવા માટે મધુકરે અંગ્રેજીમાં માફી માગી. 'સુનેત્રા દેવી' સાથે

મારી ઓળખાણુ કરાવ્યા પછી મારા તરફ જોઇ તે બોલ્યો, 'તું ઠીક વખતસર આવી પહોંચ્યો !'

ભાઇ થોડા વખતમાં લગ્નનોંધ માટે રેજીસ્ટ્રેશન ઓફિસમાં જવાના હશે, અને અનાયાસે હું એક સાક્ષી મળી ગયો એવો આ અભિનંદનનો અર્થ મને લાગ્યો ! પણ તુરત જ તે બોલ્યો : 'કાલે તાજમહાલમાં હું એક મિજબાની આપનાર છું !'

મને લાગ્યું કે આવતી કાલે સુનેત્રાનો જન્મદિવસ હોવો જોઇએ. પરમ દિવસે જ કાકા કહેતા હતા કે માબાપનાં શ્રાદ્ધની જગા હવે યુવતીઓના જન્મદિવસે લીધી છે ! સમય ગમે તેટલો બદલાય તો પણ માનવજાતિની ઉત્સવપ્રિયતા તો રહેવાની જ !

પણ તે મિજબાની જન્મદિવસ નિમિત્તની પણ નહોતી.

મધુકરને મિજબાની આપવા જેટલો આનંદ થાય તેવા સંકટમાંથી ગઇ કાલે સુનેત્રા બચવા પામી હતી. મધુકર તે પ્રસંગનું વર્ણન કરતો હતો ત્યારે સુનેત્રાની મુખમુદ્રા પરના ભીતિના ભાવ જોઇ, મારી નજર આગળ જ તે બનાવ બનતો હોય તેમ મને લાગ્યું. એક ચિત્ર (ફિલ્મ)માં સુનેત્રાને બોટમાંથી ભુસકો મારી તરતાં તરતાં કિનારે પહોંચવાનું હતું. તેને તરતાં બિલકુલ આવડતું ન હતું, તેથી પંદર દિવસ પહેલાં તરવાનો અભ્યાસ શરૂ કર્યો હતો. પોતાને તરતાં ફાવી ગયું છે એમ માની, ગઇ કાલે સુનેત્રા જુહુ કિનારે તરવા ગઇ હતી. પણ ઓટમાં ખેંચાઇ તે અંદર ધસડાઇ—

એક કોળીએ તેને બચાવી લીધી. મધુકર પાણીમાં હોવા છતાં આગળ જવાની તેની છાતી ચાલી નહિ.

આખી રાત્રી સુનેત્રા તે ભયંકર પ્રસંગ યાદ કરી ઝબકી જતી, અને તેની માતાને વળગી પડતી. તેમના સાંત્વન માટે મધુકર રાત્રે

બાર વાગ્યા સુધી તેને ત્યાં જ હતો; અને વહેલી સવારે ઊઠીને તુરત તબિયતની તપાસ કરવા તેને ત્યાં પહોંચી ગયો હતો. આ ભાંજગડમાં રહેવાથી હું આજે આવવાનો હતો તેનું તેને સ્મરણ કેમ રહે ?

ચા થતાં જ મધુકરે મને જરા બાજુએ લઈ જઈ કહ્યું: 'એક વાતનું ધ્યાન રાખજે. સુનેત્રા સમક્ષ મારે માતા છે અને અમદાવાદમાં જ છે તે બાબતનો ઉચ્ચાર પણ કરીશ નહિ.'

'એટલે ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'આ પ્રશ્નનો ઉત્તર સુનેત્રા તારી ભાભી થયા પછી આપીશ.'

મધુકરનું જીવન એક રહસ્યમય નવલકથાના સ્વરૂપમાં બદલાતું હતું તે હું સ્પષ્ટ જોઈ શકયો. માતા જીવંત છતાં તેને આ છોકરી પાસે મૃત્યુ પામેલી કહેવામાં શો ભેદ હશે? મારી તો અક્કલ કામ ન કરી શકી. હું તો ચુપચુપ મધુકર અને સુનેત્રાનું સંભાષણ સાંભળતો બેઠો. સિનેમાસૃષ્ટિની તરેહતરેહની અનેક વાતોમાં તેઓ મશગૂલ હતાં.

થોડી વારમાં ચાની પુનરાવૃત્તિ થતાં મેં મધુકરને કહ્યું, 'આજે સાંજના હું અમદાવાદ જવાનો છું.'

'અમદાવાદ'નું નામ સાંભળતાં જ સુનેત્રાએ ઉત્સુકતાથી મારી સામે જોયું. મારું વાકય પૂરું થતાં જ તે બોલી, 'અમદાવાદ બહુ રળિયામણું ગામ ગણાય છે કેમ ? મારી માતાને મોઢેથી અમદાવાદનાં વખાણ સાંભળી મને થયા કરતું હતું કે એક વાર અમદાવાદ જવું; પણ આ મધુકર જુઓને ? તેને મુંબઈનો મોહ છૂટતો નથી !'

'અમદાવાદ જેવું ભિખાર ગામ બીજું એકે નથી,' મધુકર બોલી ઊઠયો.

'મારી માતા કદી ખોટું બોલે જ નહિ. લગાવો શરત ! આમની

સાથે આપણે બંને અમદાવાદ જઈ આવીએ. મને અમદાવાદ સુંદર લાગે તો જવા આવવાનો બધો ખર્ચ તમારે માથે; મને ગામ ભિખારી લાગે તો બધો ખર્ચ હું આપું!'

શરત પાછી ખેંચી લેવા મધુકરે સુનેત્રાને ખૂબ વીનવી. પણ કલિયુગની આ સિનેમાનટી થઈ એટલે તેના લોહીમાં ત્રેતાયુગમાંની સીતા, દ્રૌપદીનું લહેરીપણું ભરપૂર ભરેલું હોય જ, એ અનુભવ મધુકરને થયો. શિવધનુષ્યભંગ, મત્સ્યવેધ, અને અમદાવાદ સુંદર છે કે નહિ તે નક્કી કરવા ત્યાં જવું, એ ત્રણે બાબતો એકસરખી મૂર્ખાઈભરેલી છે એમ તેનો ચહેરો બોલતો હોય એમ લાગ્યું.

પણ હૃદય અને મુખ બન્ને વચ્ચે બે ધ્રુવ જેટલું અંતર હોય છે. મોઢેથી તો તેને સુનેત્રાની સૂચનાને સંમતિ આપવી જ પડી.

સુનેત્રાની માતા તરફથી પરવાનગી મળવામાં મુશ્કેલી ન આવી. ગઇ કાલના અકસ્માતને લીધે કંપનીમાં બે દિવસ સુધી તેને જવાની જરૂર નહોતી. તેથી આજના મેલમાં અમદાવાદ જઇ, આવતી કાલના મેલમાં પાછા આવવું એવો કાર્યક્રમ મધુકરે ગોઠવ્યો. એકાન્ત મળતાં જ ઊતરી ગયેલ મોઢે તેણે મને કહ્યું, 'અમે બન્ને રાત્રે મેલમાં બેસી ગયા પછી તું માજીને મળવા જજે. ત્યાં સુધી અમારી સાથે જ રહેજે. માજી વિષે એક અક્ષર પણ બોલવાનો નથી!'

મધુકર અને સુનેત્રા સાથે ટેક્સીમાં બેસી અમદાવાદમાં ફરતાં ફરતાં દસ વર્ષ પહેલાં જોએલાં સ્થળ મને પરિચિત લાગ્યાં. દરેક ઠેકાણે સુનેત્રા ઉલ્લાસથી કહેતી, 'અમદાવાદ આવું સુંદર હશે તેની તો કલ્પના પણ નહોતી.' આ વાક્ય સાંભળી મને હસવાનું મન થઈ જતું. પણ તે જ ક્ષણે દસ વર્ષ પહેલાંની મધુકર અને મારા વચ્ચેની વાતચિતો યાદ આવતાં મારું હાસ્ય ઓસરી જતું. દસ વર્ષ પહેલાં મધુકરની દરેક વાતચિતમાં માતા તરફની ભક્તિ તરી આવતી!

અને આજે? આજે અમદાવાદ આવ્યા છતાં માતાને મળવા જેટલો યે વિવેક બતાવવાનો તેને સમય નથી!

મધુકરની મનોવૃત્તિ આટલી બધી કેમ બદલાઈ ગઈ હશે? ખૂબ વિચાર કર્યા છતાં આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મને જડયો નહિ.

અમે જે હોટેલમાં ઊતર્યાં હતાં ત્યાં અમે એક મિજબાની ગોઠવી હતી; પણ હોટેલમાં ફળ તથા મેવો કયાંથી મળે? સુનેત્રાના આગ્રહથી ફળ તથા મેવો લેવા અમે માર્કેટમાં ગયા.

મધુકર માર્કેટમાં ખરીદી કરવા લાગ્યો અને હું અને સુનેત્રા બાજુએ ઊભાં ઊભાં જતાં આવતાં માણસો તરફ જોતાં હતાં. અમારી બાજુમાં જ એક જૂનાં કપડાં પહેરેલી અને વાંકી વળી ગએલી બાઈ શાકભાજી લેતી હતી. તેની રકઝક જોઈ સુનેત્રા હસતાં હસતા બોલી, 'કોથમીરની એક પણી માટે આ ડોસી કેટલી રકઝક કરે છે?' મેં તરત જ જવાબ આપ્યો, 'તેનું વર્તન તમને ન સમજાય તે સ્વાભાવિક છે!' સુનેત્રાએ મારા તરફ જરા ગુસ્સામાં જોયું. અમારો સંવાદ આગળ વધે નહિ તેટલા ખાતર મેં મધુકર તરફ જોયું. ખરીદી પૂરી કરી તે પાછળ ફરી જોતો હતો. પણ પગ નીચે નાનું જંતુ ચગદાતાં માણસની મુખમુદ્રા જેવી થાય તેવી જ તેની મુખમુદ્રા થઈ ગઈ! મેં પાછા વળી જોયું તો—

શાકભાજી ખરીદનારી પેલી ડોશી અમારા તરફ જોઈ રહી હતી. મેં તેને તુરત જ ઓળખી. મનુષ્યને વૃદ્ધત્વ આવવા લાગે ત્યારે તેના ચહેરા પર વાંકીચુંકી કરચલીઓ પાડવાની વિધિને ગમ્મત આવે છે, પણ તેનાથી કંઈ ચહેરાની વિશિષ્ટતા ઢંકાઈ જતી નથી. તે ડોશી મધુકરની માતા હતી!

ધીમે પગલે તે નજીક આવી. હવે હું ચૂપ રહી શકયો નહિ.

મેં આગળ આવી તેને બોલાવી. તેણે મને ઓળખ્યો. ફળની દુકાન તરફ જોઈ તેણે મને પૂછ્યું, 'હમણાં અહીં મધુ હતો ?'

ઘણી વખત ખોટું બોલીને જ બીજાને સુખી કરી શકાય છે ! માંદા માણસ પાસે ડોકટર બધું યે સાચું કહી નાખે તો શું થાય !

એકાદ કસાએલા નટની માફક બેફિકર મુદ્રાથી હું બોલ્યો : 'કોણ મધુ ? અરે ના રે ના ! તે તો ગઈ કાલે જ કલકત્તા ગયો ! તેની કંપનીનું કંઈક અચાનક કામ નીકળવાથી તેને જવું પડ્યું !'

'અવસ્થાને લીધે હવે આંખે ઝાંખ આવી ગઈ છે. મને એવો ભાસ થયો.' એમ કહી ડોશી જરા હસી. પણ અમારા બંનેની આંખો અશ્રુભીની થઈ.

રણાંગણમાંથી નાસી છૂટનારા સિપાઈની માફક મધુકર એકદમ અદૃશ્ય થઈ ગયો હતો. તેણે ખરીદેલાં ફળ અમે ગાડીમાં મૂક્યાં, તેની માતાને પણ અમારી સાથે બેસાડી, અને તેના આગ્રહથી અમે તેને ઘેર ગયાં.

પણ તે ઘર નહોતું !!! પાસે પાસે આવેલી બે અંધારી ઓરડી હતી. માણસ કરતાં ચામાચીડીયાં, ઘુવડ કે ઊંદરને જ તે સ્થળ રહેવા યોગ્ય હતું.

ચૂલા પર ચાનું આંધણ મૂકી તે અમારી સાથે વાતો કરવા બેઠી. પહેલાં તો તેણે સૂરતનાં બધાં માણસોની ખબરઅંતર પૂછી. પછી હું તેને ત્યાં ન ઊતર્યો તે બદલ મને ઠપકો આપ્યો. 'તને અહીં પારકું લાગતું હશે !' એમ કહી તેણે પોતાની નિસ્તેજ પણ પ્રેમાળ આંખો મારા તરફ ફેરવી ત્યારે મને ખરેખર લાગી આવ્યું. 'માજી, તમારે ત્યાં મને પારકું શાનું લાગે ?' એમ મેં જવાબ દીધો કે તરત જ તેણે મારી પાસે આવી

મારા વાંસામાં હાથ ફેરવ્યો. મારા પિતાશ્રીના અવસાન વખતે જે માયાથી તેણે મને પોતાના ખોળામાં બેસાડી મને પંપાળ્યો હતો, તે જ પ્રેમાળ સ્પર્શ આજે પણ તેના થરથરતા હાથમાં મેં અનુભવ્યો. મારા વાંસામાં હાથ ફેરવતાં ફેરવતાં તેનું હૃદય પણ ભરાઇ આવ્યું. મને લાગ્યું કે અત્યારે મધુકરની ગેરહાજરીથી તેનું હૃદય વ્યાકુળ થયું હોવું જોઇએ. તેનું દુઃખ અમે જાણી ન જઇએ એ આશયથી તે જરા હસીને બોલી 'આ ઘર તને પારકું ન લાગતું હોય, તો તો તું અહીં જ ઊતરે ! પણ આવું ઘર તો મારા જેવી ડોશીને જ ગમે !'

તેના શબ્દો અમારા હૃદયમાં સોંસરવા ઊતરી ગયા. પણ તેનું સાંત્વન કરવા માટે અમને શબ્દો જ નહોતા જડતા. તેણે પાછું શરૂ કર્યું. 'કૉલેજમાં ભણતો ત્યારથી જ મધુને સિનેમામાં ઓળખાણ થઇ. મને થયું કે આ જમાનામાં વકીલાતમાં કે માસ્તરના ધંધામાં શું વળવાનું છે ? તેને શોખ હોય તો ભલે સિનેમામાં જાય પણ ઘણો ખરાબ ધંધો ! બાર બાર મહિના સુધી તેને રજા જ મળે નહિ; અને મુંબઇનો ખર્ચ પણ ગજબ છે ! સો રૂપિયામાંથી પંદર રૂપિયા બચે છે; તે બિચારો મને મોકલી આપે છે. મારે મન તો તે પંદરસો જેટલા છે, હો ! વર્તમાનપત્રમાં તેના ફોટા આવે છે તે છોકરાઓ મને બતાવે છે ત્યારે—'

તેણે ઊઠી એક નાનકડા કબાટમાંથી ચાર પાંચ કાગળના કટકા કાઢયા. મધુના ફોટાની કાપલીઓ તેણે સંઘરી રાખી હતી !

એટલામાં ચૂલા પરના ઊકળવા લાગેલા પાણીએ તેને બોલાવી. ચ્હા પીતાં પીતાં સુનેત્રા પણ સિનેમામાં છે એમ મેં કહેતાં તે હસતી હસતી બોલી, સ્ત્રીઓ તો અત્યારે વિમાન પણ ચલાવે છે તો સિનેમામાં કામ કરે તેમાં શી નવાઇ ?'

માજીને નમસ્કાર કરી અમે બંને બહાર નીકળી ગાડીમાં બેઠાં ત્યારે મેં સુનેત્રા તરફ જોયું. તેના ગાલ પર આંસુનાં ટીપાં હતાં પણ આંખમાં ક્રોધની છટા હતી.

અમે હોટેલમાં આવતાં જ સુનેત્રાના નામનો એક કાગળ મેનેજરે આપ્યો. સુનેત્રાએ તે વાંચી મારા તરફ ફેંકયો. પત્ર ટૂંકો હતો.

**'પ્રિય સુનેત્રા,**

હું હવે તને મુંબઇમાં જ મળીશ. મારે માતા છે એ હકીકત તારાથી છુપાવવાનું એક જ કારણ હતું. મારો તારા તરફનો ઉત્કટ પ્રેમ ! મારી જૂના વિચારની માતા તને ગમે નહિ અને હું તારા જેવી પતિત કુલની સ્ત્રી સાથે લગ્ન કરૂં તે તેને ગમે નહિ, તેથી જ મેં આ વાત છુપાવી હતી. પ્રેમીને સર્વ કંઇ ક્ષમ્ય છે, ખરૂં ને !

તારો,

મધુકર'

આ પત્રનો જવાબ સુનેત્રાએ તુરત જ લખી નાખ્યો, અને મને વંચાવ્યો.

'મધુકર,

અમદાવાદ કેટલું સુંદર છે તે મેં ત્યાંની માર્કેટમાં જોયું, તમારી માતાનાં દર્શન ત્યાં મને થયાં. માતા કરતાં વધુ કિંમતી દુનિયામાં કશું યે નથી તેનો પ્રત્યક્ષ અનુભવ કર્યો.

આવી પ્રેમાળ માતાને જે ભૂલી શકે છે, તે આવતી કાલે પોતાની પત્નીને પણ ભૂલી જાય તેમાં શી નવાઈ ? એક સૌંદર્યવાન છોકરી ગુસ્સે થાય એમ માની તમે જીવતી જાગતી માતાને સ્વર્ગવાસી બનાવી. આવતી કાલે મારાથી વધુ સુંદર છોકરી મળતાં તમે મારી પણ એજ

દશા કરોને ? તેના કરતાં હું અગાઉથી જ મરૂં તે ઠીક છે! હવેથી તમે સુનેત્રાને મરી ગએલી જ માનજો.

તમારી માતા જૂના વિચારની અને અણઘડ હોઇ મને ગમશે નહિ એમ તમે ધાર્યું. પણ આજે તેમની સાથેના એક જ કલાકના પરિચયે મારૂં હૃદય જીતી લીધું છે. તેમણે શાળામાંની એક પણ પરીક્ષા નથી આપી. પણ જીવનની અત્યંત કપરી કસોટીમાં તેમનો બહુ જ ઊંચો નંબર આવે છે. તેમની ભાવનાશક્તિ, તેમનો ત્યાગ, તેમના મનની મોટાઈ, અને તેમની માણસાઈ-એ બધું યે એક જ ઠેકાણે ક્વચિત જ જોવામાં આવે છે.

એ કસોટીએ ચઢતાં તમે બહુ જ ઝાંખા પડો છો. હું પતિત કુળમાં જન્મેલી છું, તેથી તમે મારા તરફ દયા બતાવો છો; પણ મને તો તમારૂં પતિત માનસ જોઇ કંપારી છૂટે છે. આયુષ્યનો પ્રવાહ જ્યાં ઘસડી જાય ત્યાં જનારાં તમારા જેવાં પ્રાણીઓ ભૂમિ ઉપર ભારરૂપ છે.

માણસ માણસ સાથે પ્રેમમાં પડે છે, પત્થર સાથે નહિ!

'સુનેત્રા'

૮

# હારાકીરી

રંગૂન શહેર ભસ્મિભૂત કરી દીધાની બાતમી અમે બીજે દિવસે માંડલે પહોંચ્યા ત્યારે અમને ખાત્રીપૂર્વક મળી. રાત્રે પ્રયાણ કરતાં અમે દક્ષિણ ક્ષિતિજ તરફ ધૂમાડા જોયા હતા તે આને જ લીધે હશે એમ અમે માન્યું!

તે સમયે દક્ષિણ દિશા તરફ આકાશમાં જે રક્ત વર્ણ દેખાયો હતો તે ખરેખર ઘણો જ ભયાનક હતો. આ ઉપરથી અમે અનુમાન કર્યું કે દુશ્મનોના હાથમાં ફક્ત રાખના ઢગલા જ આવશે! અને આ અનુમાનના સમર્થનમાં અમારી પાસે સબળ કારણ હતાં. લશ્કરી થાણા સિવાયનો શહેરનો ભાગ તો ક્યારનો યે ખાલી કરવામાં આવ્યો હતો. અને છેલ્લા બે દિવસ દરમિયાન તો લશ્કરી ટુકડીઓને પણ એકેક પછી તાબડતોબ રવાના થવાના હુકમ મળ્યે જતા હતા. મિંગલાડોનો એરોડ્રોમ આગલે દિવસે જ ખાલી કરવામાં આવ્યો હતો, અને આજે અમને પણ માંડલે તરફ રાતોરાત કૂચ કરવા બાબતનો ગુપ્ત હુકમ ઉપરથી મળ્યો હતો.

મતલબ કે તે રાત્રે બર્મા રોડ પર ઉત્તર દિશા તરફ જે લશ્કરી મોટરો કૂચ કરી રહી હતી, તેમાંની એકમાં અમે હતા. અમારી

પીછેહઠ ઘણી જ વ્યવસ્થિત હતી અને તે વખતે દરેક હિલચાલ ઘોર અંધારામાં કરવાની હોવાથી, સમય ગાળવા માટે સિગારેટ સળગાવવાની સુદ્ધાં પરવાનગી નહોતી.

કંઈક પણ વિષય પર વાતચિત કરવી એમ માની મેં પાસે બેઠેલા જમાદાર શોભાસિંગને કહ્યું, 'કેમ, જમાદારસાબ! રંગૂન કેટલું પાછળ રહ્યું હશે?'

'નહિ નહિ તો યે ચાલીસ માઇલ કેપ્ટન સાહેબ!'

'આટલા દૂર આવ્યા તો યે ત્યાંની આગ અહીંથી દેખાય છે! શહેરને કેવી ભયંકર આગ લગાડી હશે! આ જાપાની લોકોના હાથમાં રાખના ઢગલાવાળી જમીન જ આવવાની! આપણા દેશ પર આક્રમણ કરવાનું તેને શું કારણ હતું? જાપાનીઓ ઘણા ક્રૂર છે. કેમ, જમાદાર સાબ?'

શોભાસિંગ જો કે મારાથી ઉતરતી રેંકનો હતો, તો પણ બર્મામાં તેણે ઘણાં વર્ષ ગાળ્યાં હતાં. દૂરના પૂર્વના લોકોના સ્વભાવ અને ગુણોથી તે સારી રીતે પરિચિત હતો. 'ક્રૂરતાની વાત બાજુએ મૂકો, કેપ્ટન સાહેબ! પણ આ જાપાની લોકોના હૃદયમાં દેશપ્રેમની ભાવના એટલી તીવ્ર છે કે તેઓ દેશના હિત આગળ પોતાના જીવનની તલ માત્ર પણ પરવા કરતા નથી!'

'એમ કે?'

'હા, જરૂર! સિરિયમના 'માંવ ચ્યોં'ની હકીકત તો તમે જાણતા જ હશો!'

'કોણ, પેલો મિલિટરીને મજૂરો પૂરનાર કોન્ટ્રેકટરને? તે તો બ્રહ્મી હતોને?'

'હા, તે જ' શોભાસિંગે વચ્ચે જ કહ્યું, 'પણ તેની પૂરેપૂરી હકીકતની તમને ખબર નથી લાગતી. તો સાંભળો...'

માંવ ચ્યોંની અને મારી પહેલી મુલાકાત, તેનું ટેન્ડર અમારા કમાંડરે પાસ કર્યું ત્યારે થઇ. કર્નલસાહેબ તરફથી માણસ બોલાવવા આવતાં જ હું તેમના તંબૂમાં ગયો અને 'સેલ્યુટ' આપી ઊભો રહ્યો. સામે જ માંવ ચ્યોં ઊભો હતો. તેના તરફ આંગળી બતાવી કર્નલસાહેબે મને હુકમ કર્યો, 'આનાં અઢીસો માણસ આવતી કાલથી કામ ઉપર ચડશે. દસ દિવસમાં બધી ખાઇઓ તૈયાર થઇ જવી જોઇએ. ખાઇઓના પાકા નકશા તેમને બતાવો, અને આવતી કાલે સાંઝે આવીને પહેલા દિવસના કામનો રિપોર્ટ આપી જજો.'

'યસ સર.' મેં કહ્યું, અને હું ચીની કોન્ટ્રેકટરને લઇ મારી રાવટીમાં આવ્યો.

હું તેને ભૂરા કાગળ પરની સફેદ રેખાઓ બતાવી રહ્યો હતો તે વખતે માંવ ચ્યોંની દૃષ્ટિ આસપાસની ઇમારતો, કારખાનાનાં ભૂંગળાંઓ, પેટ્રોલની ઊંચી ટાંકીઓ વગેરે ઉપર વારાફરતી ફર્યા કરતી હતી.

'ખાઇઓ જમીનમાં ખોદવાની છે; આકાશમાં નહિ!' મેં મશ્કરીમાં કહ્યું.

માંવ ચ્યોંએ પણ હાજરજવાબીપણાથી હસતાં હસતાં જવાબ આપ્યો, 'હા, પણ શત્રુ તો આકાશમાંથી આવશે ને? એટલે જમીન પરની ખાઇઓ તેના મારાથી બચી જાય તેવી રીતે ખોદવી જોઇશેને?'

'તે તો નકશા તૈયાર કરનારને જોવાનું છે!' મે સામો ટોણો માર્યો.

'ખરું છે, ખરું છે.' એમ હસતાં હસતાં કહી માંવ ચ્યોં ફરીથી નકશા જોવા લાગ્યો.

જ્યારે જ્યારે તે હસતો ત્યારે ત્યારે તેના આગળના દાંત પરની સોનાની રેખા ચમકી ઊઠતી. તે ઠીંગણા માણસનું હાસ્ય ખરેખર

આકર્ષક લાગતું. તેના ગૌરવર્ણમાં રક્તવર્ણ કરતાં પિળાશની છાંય વધુ હતી, અને તેથી જ તે તરી આવતો હતો. તેના વાળ પણ મૂળથી જ જાડા હતા, પણ તેને અમુક જ રીતે ઓળીને રાખવાનો તે પ્રયત્ન કરતો હતો.

તેનો પહેરવેશ પણ બરોબર બ્રહ્મી લોકોના જેવો જ હતો. કીરમજી રંગની જાકીટ જેવી 'એંગી' અને કમરપર રંગબેરંગી રેશમી લુંગી—આ અસલ બ્રહ્મી ઠાઠમાં જ તે હંમેશ નજરે પડતો. તેના વર્તનમાં પણ એક અજબ જાતની છટા હતી. કે જેથી જોનારને લાગતું કે જીવનની મોજ તદ્દન નિશ્ચિંતપણે લૂંટવાની બ્રહ્મી વૃત્તિ તેના રોમેરોમમાં પ્રસરી રહી છે.

ખાઇઓ ખોદવાનું કામ કેમ ચાલે છે તે જોવા માટે હું બીજે દિવસે ગયો, તો માંવ ત્યાં ત્યાં દેખરેખ માટે હાજર હતો. 'તમારા હાથમાં શું છે?' મેં કુતૂહલથી પૂછ્યું.

'આ? એ તો ફિલ્ડ ગ્લાસિઝ!' એમ કહી તેણે તે ચામડાની નાની બેગમાંથી એક 'દૂરદર્શક' કાઢયો.

'તમારે આની શી જરૂર?' મેં પાછું કુતૂહલથી પૂછ્યું.

'શી જરૂર એટલે? મજૂરની સંખ્યા બહુ મોટી હોય અને હાથમાં લીધેલા કામનો પથારો વધારે હોય ત્યારે 'ફિલ્ડ ગ્લાસિઝ'નો ઉપયોગ દેખરેખ માટે થઈ શકે. અત્યારે જ જુઓ. અહીં બેઠાં બેઠાં પેલા દૂરના મજૂર શું કરી રહ્યા છે તે સ્પષ્ટ રીતે જોઇ શકાય છે!' એમ કહી તેણે દૂરદર્શક આંખો પર મુકયાં, અને બે ફર્લાંગ દૂર કામ કરતા મજૂર શું કરે છે તે જોવા લાગ્યો. બીજી જ ક્ષણે તે ઊઠીને ઊભો થયો, અને હાથ હલાવતો હલાવતો, સાદ પાડતો પાડતો તે તે દિશામાં દોડતો ગયો.

તે બાજુ કામ કરતા મજૂરોને કંઇક કામની સૂચના આપવાની હશે તેથી જ તે દોડતો ગયો હશે એમ માની હું ધીમે ધીમે ચાલતો તે દિશામાં ગયો.

માંવ ચ્યોંની પાછળ પાછળ પાંચ સાત મિનિટ જ હું ત્યાં પહોંચ્યો હોઇશ. જોયું તો તે પોતાના ફિલ્ડ ગ્લાસિઝમાંથી ત્યાંની સૌથી મોટી તેલની અને પેટ્રોલની ટાંકીઓનું નિરીક્ષણ કરતો હતો.

મને જરા નવાઈ લાગી. 'આ કોન્ટ્રેકટર કેવી જાતનો! પોતાનો કામધંધો છોડી આવી નકામી બાબતો તરફ તે શા માટે લક્ષ આપતો હશે' આવા આવા વિચાર મને આવ્યા. મેં તેને આ બાબત પૂછી જોતાં તે બોલ્યો, 'આ ફિલ્ડ ગ્લાસિઝમાંથી ઘણા સમય સુધી મજૂરો તરફ જોયા કરવાથી કંટાળો તો આવે ને! દૃષ્ટિને પણ કંઇક નવીનતા તો જોઇએ જ ને!' એમ કહી માંવ ચ્યોં ફરીથી ખડ ખડ હસ્યો, અને તે જ વખતે તેના દાંત પરની સોનાની રેખા ચમકી.

'આ કોન્ટ્રેકટર તો ભારે રસિક લાગે છે!' એમ મનમાં વિચાર આવતાં જ મારા મુખ પર પણ સ્મિત ફરકયું.

'કેમ જમાદારસાબ!' માંવ ચ્યોં બોલ્યો, 'આ એકેક ટાંકીમાં કેટલા ગેલન પેટ્રોલ સમાતું હશે?'

'વાંચોને? તેની ઉપર આંકડો લખેલો જ છે.'

તેણે દૂરદર્શક ફરીથી આંખે લગાડયો અને ડોક ખૂબ ઊંચી કરી. રૂપેરી રંગની તે જંગી ટાંકી પર રંગેલા અક્ષરો તે મોટેથી વાંચવા લાગ્યો. 'મેકિસમમ કેપેસિટિ' એટલા જ શબ્દ વાંચી તે અટકયો. ત્યાર પછીની દસ લાખની સંખ્યા તેને ઝડપથી વાંચતાં નહિ આવડતી હોય કે કોણ જાણે!

'જવા દો એ, મિસ્ટર માંવ ચ્યો !' મેં હસતાં હસતાં કહ્યું.

'હા હા, જવા જ દઇએ !' તે પણ હસીને બોલ્યો, 'નિશાળમાં ભણતો ત્યારે જ મારું ગણિત કાચું હતું.' તે ફરીથી હસવા લાગ્યો.

'બધી મળીને આ ટાંકીઓ હશે કેટલી ?' એમ ધીમેથી અર્ધ સ્વગત બોલીને તેણે ચારે બાજુ દૂર દૂર નજર ફેરવી. એવી પચીસેક ટાંકીઓ દૃષ્ટિગોચર થતી હતી.

'આટલાથી શું થાય ?' મેં અભિમાનપૂર્વક કહ્યું, આ 'સિરિયમ'ની ટાંકીઓ ઉપરાંત 'તિલવા'માં પણ આવા જ તેલના કૂવા છે.'

'તિલવા ? તે કયાં આવ્યું ?'

'તમને ખબર નથી ? તમે તો બહીી જ છો ને !'

'તે ખરું છે ! પણ મારી જીંદગીનાં ઘણાં વર્ષ મેં 'શાન સ્ટેટસ'માં ગાળ્યાં છે. તેથી રંગૂનની આસપાસના પ્રદેશની મને બહુ માહિતી નથી. મારા કોન્ટ્રેકટનાં કામો પણ ઘણાં ખરાં ત્યાં જ હતાં. 'કચિન' પ્રાંતમાંથી ચીન તરફ જનારો બર્મા રોડનો મોટો ભાગ મારા માણસોએ જ બાંધેલો છે...' એમ બોલી ક્ષણભર તે અટકયો, અને જાણે કંઇક યાદ આવી ગયું હોય તેમ બોલ્યો. 'પણ એ બધી ડંફાશ મારે શા માટે મારવી જોઇએ ? આપણી મુખ્ય વાત તો બાજુએ રહી ગઈ ! હાં, જમાદાર સાબ, તિલવા અહીંથી કેટલું દૂર હશે ?'

'એ રહ્યું આમ !' તે દિશા તરફ હાથ બતાવી મેં કહ્યું, પેલી છેલ્લી બે ટાંકીઓ છે તે તિલવાની હદમાં છે. પણ માંવ ચ્યો ! આ વિષયને તમે આટલું મહત્ત્વ શા માટે આપો છો ?'

'એવું કંઇ નથી. આ પ્રદેશ મને બહુ જ રમ્ય લાગ્યો. એકાદ વખત પત્નીને લઇને સહેલ કરી આવવાનું મન થાય છે.'

'પણ હમણાં ત્યાં તમને જવા કોણ દે ? એ બધો પ્રદેશ અત્યારે મિલિટરીના તાબામાં છે ! ઠેકઠેકાણે પહેરા......'

'એમ કે ! ત્યારે તો માંવ ચ્યોં સહેલ કરી રહ્યા !' એમ કહી જાણે પોતાને ખીજવતો હોય તેમ માંવ ચ્યોં હસ્યો અને તેના દાંત પરની પેલી બે સોનાની રેખા હંમેશ મુજબ ચમકી ઊઠી.

બે દિવસ બાદ માંવ ચ્યોંના હાથમાંની પેલી ચામડાની બેગ બદલાઇ ગઇ હતી. ગળામાં પહેલાંની માફક જ નાજુક પટો નાખી તે મજૂરોમાં ફરી રહ્યો હતો. પણ આજે તે પટાને છેડે કંઇક જુદા જ આકારની ચામડાની બેગ લટકી રહી હતી.

'કેમ કોન્ટ્રેક્ટર સાહેબ ! ફિલ્ડગ્લાસિઝ નવા લીધા કે શું ?'

તેણે કંઇ જ જવાબ ન આપતાં ખડખડાટ હાસ્ય કર્યું, અને તે વિષય ત્યાં જ સમાપ્ત થયો.

ત્યાર પછી બે ત્રણ દિવસ માંવ ચ્યોં મજૂર ઉપર દેખરેખ રાખવા બહુ ફરક્યો નહિ. બીજા બે ઓવરસિયરોને તેણે તે કામ સોંપ્યું હતું, અને પોતે વચમાં વચમાં કોઇક જ વાર ચક્કર મારી જતો.

ત્રીજે દિવસે અમારી દૈનિક ટપાલમાં આવેલો એક પત્ર 'ઘણો જ જરૂરી' હોવાથી કર્નલ સાહેબે તે પહેલો ફોડયો. હકીકત વાંચી તે લાલચોળ થઇ ગયા ! પણ પોતાની માનસિક અસ્વસ્થતા તેમણે શબ્દોથી બતાવી નહિ.

'જમાદારસાબ, યે દેખો !' એમ કહી તેમણે તે પત્ર મારા હાથમાં આપ્યો. પત્રની ઉપરના ખૂણામાં લાલ શાહીથી 'કોન્ફિડેન્શિયલ' લખેલું હતું. પત્રની હકીકત નીચે મુજબ હતી.

'માંવ ચ્યોં નામનો એક ઇસમ હેન્ડ કેમેરો લઇ તિલવાની હદમાં

ફરતો હતો. તેને રખેવાળે અટકમાં લીધા પછી તેણે સિરિયમ અને તિલવા એ બંનેની હદમાં ફરવાનો સંયુક્ત પરવાનો બતાવ્યો. પરવાના નીચે તમારી સહી હતી, તેથી સદરહુ ઇસમને અમારે મૂંગે મોઢે છોડી મૂકવો પડયો.

પણ આ પ્રકારનો, સિરિયમ અને તિલવામાં પ્રવેશ કરવાનો સંયુક્ત પરવાનો આપવો તે 'બમિંઝ આર્મી મેન્યુઅલ' ની નં—ની કલમ વિરૂદ્ધ છે તે તરફ હું તમારું ધ્યાન ખેંચું છું. હવેથી આ પ્રથાને તમે નહિ અનુસરો એમ આશા રાખું છું.

કમાંડંટ,

રિફાઇનરિ એન્ડ સ્ટોરેજ ડિપો, તિલવા.'

પત્ર વાંચી મેં કર્નલસાહેબના ટેબલ પર મૂંગે મોઢે પાછો મૂકયો.

'પરવાના વિષેનો નિયમ પછી જોઇશું,' કર્નલસાહેબે શાંતિથી કહ્યું, 'પણ માંવ ચ્યોંની વર્તણૂક તમને કેવી લાગે છે, જમાદારસાબ ?'

'ઠીક લાગે છે, સાહેબ !

'આપણી હદમાં તે કેમેરા લઇને કોઇવાર ફરતો હોય છે ?'

'કેમેરા તો નહિ, પણ તેની પાસે હંમેશા ફિલ્ડ ગ્લાસિઝ હોય છે; ફક્ત એક દિવસ તેના ગળામાં લટકતા ફિલ્ડ ગ્લાસિઝને બદલે જરા જુદી જાતની ચામડાની બેગ મેં જોઇ હતી ખરી ! પણ મેં તેને પૂછયું ત્યારે કહ્યું, 'આજે મેં નવા ફિલ્ડ ગ્લાસિઝ આણેલ છે.'

'પણ તે તમે જોયા હતા ?'

'ના સાહેબ ! હું દિલગીર છું !'

'વારૂ. હશે ! હવે મારી સાથે ચાલો !'

મિલિટરી પોલીસ પૈકી બેને લઈ, M. P. અક્ષરો લખેલી પીળા રંગની મોટરમાં અમે નીકળ્યા.

નદી કિનારે લીલાંછમ ઝાડોની વચ્ચે થઈને વાંકાચુકા રસ્તા ઉપર મિલિટરી પોલીસની નાની પીળી ગાડી દોડી જતી હતી. દસ બાર મિનિટમાં અમે માંવ ચ્યોંને ઘેર પહોંચ્યા.

એ ઘર નહોતું—મઢી હતી ! સામાન્ય વસ્તીથી દૂર આવેલી તે ઝૂંપડીમાં સામાનનો પથારો ઠીક ઠીક હતો. ઘણોખરો સામાન ફોટોગ્રાફીનો હતો. ફોટોગ્રાફીના ઉપયોગની દવાની બાટલીઓ અને એનેમલની નાની મોટી ચોરસ રકાબીઓ જમીન પર જ એક ખૂણામાં મૂકેલી હતી. એક તાર પર બે ચાર ફિલ્મરોલ્સ વાળવા માટે ટાંગી રાખ્યાં હતાં. ખૂણામાં એક લાકડાના 'રેક' ઉપર ફોટોની કાચની પ્લેટો ઉભી મૂકેલી હતી. દૂરના ખૂણામાં થોડો ભાગ ભોંયરાની માફક ખોદેલો હતો. તે જ ભોંયરાનો ઉપયોગ 'ડાર્ક રૂમ' તરીકે....

તે જ ક્ષણે અમે બધી વસ્તુસ્થિતિ સમજી ગયા ! લશ્કરી દ્રષ્ટિએ મહત્ત્વનાં સ્થળો, તેલનાં કારખાનાં વગેરેના ફોટા છુપી રીતે લઈને તે શત્રુને પૂરા પાડવાનું કામ આ બ્રહ્મી કોન્ટ્રાકટર કરતો હોવો જોઈએ !

પણ આટલેથી જ તે અટકયો નહોતો ! ઝૂંપડીમાં પેલા તારના છેડા પર બીજા જે બે તાર લટકતા રાખ્યા હતા તે ભોંયરામાં લઇ જવામાં આવ્યા હતા. માંવ ચ્યોં ત્યાં દેખાતો નહોતો, પણ ઝૂંપડીમાં 'તૂ તૂ—તુતુતૂતૂ—તુતુતૂતૂ—' એવો વિચિત્ર સૂક્ષ્મ અવાજ સંભળાતો હતો.

'આ ભૂતનું રહેઠાણ નથી ને ?' તે વિચિત્ર શાંતિનો ભંગ કરી મેં કહ્યું. મારો અવાજ જરા ઘોઘરો થયો હતો.

કર્નલ સાહેબ સંતાપથી બોલ્યા, 'ભૂતનો વાંધો નથી પણ પ્રત્યક્ષ શત્રુને બાતમી પૂરી પાડનારા આવા આપણામાંના જ જાસુસો આપણે ન જોઈએ ! તેમને જડમૂળથી ઉખેડી નાખવા જોઈએ. માજી મુખ્ય પ્રધાન 'યૂ સો'ના સાગ્રીતો એટલે તો ઝેરી નાગ !'

અમારી હિલચાલ અને અવાજ સાંભળી અત્યાર સુધી ભોંયરામાં બેઠેલો માંવ ચ્યોં બહાર આવ્યો, અને આશ્ચર્યની વાત તો એ હતી કે તેના કાન પર બિનતારી ધ્વનિયંત્રના હેડફોન્સ લટકતા હતા. ધમાલમાં ને ધમાલમાં તે કાઢવાનું ભૂલી ગયો હતો. અમને અને અમારી મોટરને જોઇ માંવ ચ્યોં બધો રંગ સમજી ગયો.

કાંડા પરની ઘડિયાળને એકદમ ચાવી દેવાનું તેણે શરૂ કર્યું. અગાઉ પ્રમાણે જ 'તુતુતૂતૂ—તુતુતૂતૂ, એવા અવાજ ફરીથી સંભળાવા લાગ્યા. અમારી સાથેના બન્ને પોલીસે ઝડપ મારી માંવ ચ્યોંનું ઘડિયાળ અને હેડફોન્સ ઝૂંટવી લીધા.

પણ તે અમારા કબજામાં આવે તે પહેલાં પોતાનો આખરી બિનતારી સંદેશ તેણે તેટલા ટૂંક સમયમાં મોકલી આપ્યો હતો એ અમે સમજી ગયા.

માંવ ચ્યોં એકલો જ હોવાથી પોલીસે પકડયો નહોતો. તે બન્ને તેની પાસે ઊભા હતા એટલું જ.

'કેમ મિસ્ટર માંવ ચ્યોં, હવે શું કરશો ?' ઉપરોધયુક્ત સ્વરથી કર્નલ સાહેબે તેને પૂછયું. ગિરફતાર કરતાં જરા પણ વાર નથી, એ સૂચન આ પ્રશ્નમાં હતું. તે ફરીથી બોલ્યા, 'કેમ ? બોલો શું કરશો ?'

'હારાકીરી........હારાકીરી !' એમ બે વખત હતાશપણે બોલી માંવ ચ્યોંએ ત્વરિત હિલચાલ શરૂ કરી, અને પોલીસ તેન પકડે તે પહેલાં જ, ખૂણામાં પડેલા ફોટાના કાચમાંથી એક લઇ તેણે જમીન ઉપર પછાડયો, અને તેનો એક ટુકડો લઇ પોતના પેટમાં ખોસી દીધો. તે જ ક્ષણે પાસેની બાટલી તરફ તેનો હાથ ગયો. પણ તે દરમ્યાન તે બેશુદ્ધ થયો હતો. જોતજોતામાં આંતરડાં બહાર નીકળી જવાથી તે ગતપ્રાણ થઇ જમીન પર પડયો.

બધું યે ક્ષણ માત્રમાં પતી ગયું !

* * *

શોભાસિંગ બોલતો બંધ થયો, પણ માંવ ચ્યોં વિષેના વિચાર મારા મનમાં રમી રહ્યા હતા. અમારી મોટર ‘ ચેનાંજ્યાંવ ’ નજીક આવી હતી. ત્યાંની ખાણમાંથી કાઢેલ અશુદ્ધ તેલની જંગી ટાંકીઓ અને તેના ઊંચા લોઢાના આધારસ્થંભ આકાશની પાર્શ્વભૂમિ પર અસ્પષ્ટપણે દેખાતા હતા. તેના તરફ જોઈ હું ગંભીરપણે બોલ્યો, ‘ રંગૂન તો ખલાસ કર્યું ’, એટલે એ બધું તેલ અને પેટ્રોલ પણ સળગાવી દેવામાં આવ્યું હોવું જોઇએ. જમાદારસાબ, તમારો માંવ ચ્યોં બ્રહ્મી વેશમાં બ્રહ્મી નામધારી જાપાની જાસુસ જ હતો ને ? ’

‘ જરૂર ! ’ શોભાસિંગે કહ્યું ‘ બેઆબરૂ બની જીવવા કરતાં ‘ હારાકીરી ’ કરીને પ્રાણત્યાગ કરવાની પ્રથા જાપાની લોકોમાં રુઢ ગઇ છે. ’

૯

# ઉન્માદ અને ઉપરતિ

ગામના કોઇ પણ માણસને પૂછીએ કે 'ગજાનનભાઇ કેવા માણસ ?' તો તે મમતા ભર્યો જવાબ આપે કે 'ગજાનનભાઇ ને ? વાહ ! લાખ રૂપિયાના માણસ ! સાદાઈમાં તેમની બરાબરી કોઈ ન કરી શકે; વળી કામથી કામ; આડું અવળું કંઇ આવડે જ નહિ. શાંત સ્વભાવ, સાદી વાણી, અને બધાને ઉપયોગી બનવાની તેમની તૈયારી.'

અને તમે કદાચ 'એમ કે ?' એમ બોલી જરા અવિશ્વાસ બતાવો તો તે માણસ જરા ખીજાઈ જઇને કહેશે : 'ત્યારે શું હું ખોટું બોલું છું ? લાંબી ટૂંકી કંઇ નથી કરવી ! ગયા ચોમાસાની જ વાત કરોને ! અમારા ગામની નદીમાં એવું જબ્બર પૂર આવ્યું હતું કે ન પૂછો વાત ! ભલભલા તારાઓ પણ અંદર પડતાં વિચાર કરે એવું પૂર ! પણ એવા પૂરમાંય કૂદી પડીને ગજાનન માસ્તરે એક લંગડાનો જીવ બચાવ્યો હતો ! હોવ્વે !'

અને ખરેખર ગજાનનભાઇ એવા જ હતા ! મધ્યમ ઉંચાઇ, એકવડિયું શરીર; અને શાંત અને ગંભીર મુખમુદ્રા ! પહેરવેશ પણ તદ્દન સાદો ! 'ગુજરી' ને દિવસે ખભે ઝોળી મારી માસ્તર નીકળે

ચારે કોઈ બટકબોલા બોલે પણ ખરા : 'માસ્તર, તમે કેટલા બધા સાદા રહો છો ? તમારી ઉંમર બહુ બહુ તો ત્રીસ વરસ હશે ! અત્યારે તો તમારે રૂવાબદાર કપડાં પહેરી ઠાઠ મારવો જોઈએ ! !'

માસ્તર કંઈ જવાબ ન આપતાં ફક્ત હસતા. તેમની પરિસ્થિતિની બીજા કોને ખબર હોય ! નહિ ગામડું કે નહિ શહેર એવું તેમનું ગામ હતું. ગુજરાતી સાતમી અને અંગ્રેજી ત્રીજી ચોપડી સુધીની ત્યાં શાળા હતી. તાલુકાના એક સરકારી અમલદાર ત્યાં રહેતા હતા. દર શનિવારે ગામમાં 'ગુજરી' ભરાતી. માસ્તર છઠ્ઠી અને સાતમી શીખવતા. તેમનો પગાર પચીસ રૂપિયા હતો. દાખલ થયા ત્યારે અઢાર રૂપિયા મળતા હતા. નિયમ પ્રમાણે વધીને પચીસ થયા હતા, પણ ત્યાર પછી માસ્તરે કદી પણ પગાર વધારાની માગણી કરી નહોતી.

*　　　*　　　*

એક નાનકડું ઘર; વૃદ્ધ માતા પિતા, બે નાના ભાઈ, માસ્તર પોતે, તેમની ધર્મપત્ની અને બે બાળકો ! ઇશ્વરકૃપાથી માસ્તરનું ઠીક ચાલતું હતું. સવારે ઊઠીને ગાય ભેંસ દોવી, તથા સાફસુફી કરવી, પછી ચા પીને ગામમાં કે ખેતરમાં કંઈ પરચુરણ કામકાજ માટે જવું, અને ૧૧ થી ૨ શાળા. ત્યાં પણ કંઈ ઓછું કામ નહોતું. કૅટલોગ, વિદ્યાર્થીઓની ફી, વાર્ષિક તપાસણી માટેની તૈયારી વગેરે પ્રવૃત્તિઓ ચાલ્યા જ કરે; પણ માસ્તર કદી કોઈ ઉપર ગુસ્સે થતા નહિ. તેઓ કહેતા : 'હોય ! છોકરાં છે ! બિચારાં નિર્દોષ છે ! ભલે થોડું તોફાન કરે ! મોટાં થશે અને સમજશે એટલે આપોઆપ ડાહ્યાં થશે.'

પોતાના અત્યાર સુધીના જીવન વિષે માસ્તરે કદી પણ વિચાર કર્યો નહોતો, અને કોઈ કદાચ પૂછે, 'માસ્તર, અહીં ગામડામાં

તમને ગમે છે?' તો હસીને તે કહેતા :' કેમ રે ભાઇ! મને કાઢી મૂકવો છે કે શું?"

એટલે પૂછનાર માણસ કહે ; 'અરે નારે ના! આ તો એમ કે શહેરમાં જાઓ તો તમારી કદર થાય!'

માસ્તર ખેસના છેડાથી મોં લૂછતા લૂછતા કહેતા : 'જેમ તેમ કરી મેટ્રીક સુધી પહોંચ્યો છું. એક તો પૈસાની તંગી અને વળી........પણ જવા દો વાત. મેટ્રિક થયો હોત તો કદાચ સરકારી નોકરીમાં... પણ...પણ અહીં શું ખોટું છે? લહેર છે ઇશ્વરની મહેરબાનીથી!'

હંમેશ મુજબ આજે પણ માસ્તર બજારમાં ગયા હતા. સવારે શાળામાં જ કંઈક બન્યું હતું તેથી સવારથી જ તેમનું મન ઉદાસ હતું. પરિસ્થિતિની અસહાયતાને લીધે ઉત્પન્ન થયેલ ક્રોધ અને ઉદાસીનતાથી તેઓ મુંઝાઇ ગયા હતા. 'ગુજરી'માં ભેળાં થએલાં આસપાસનાં ગામડાંનાં માણસોનો અને વિક્રેતાઓનો ઘોંઘાટ રાબેતા મુજબ ચાલુ જ હતો. પિત્તળના તાસમાં ચિનાઇ સિંગ, ચણા અને રેવડી વેચતા ભૈયાની આસપાસ છોકરાઓનું ટોળું ઘેરીને ઊભું હતું અને ખૂણા પરની મિઠાઇની દુકાનનો માલિક દુંદાળો ચંદનમલ શેઠ હમેશ મુજબ તકિયાને અઢેલી હોકાના ધુમાડાના ગોટેગોટ ઉડાડી રહ્યો હતો.

માસ્તરને આજે આ બધી બાબતો તરફ અણગમો ઉપજ્યો હતો, અને તે નીચું જોઈ આગળ વધ્યે જતા હતા. પણ ચંદનમલ શેઠે તેમને બૂમ પાડીને બોલાવ્યા: 'માસ્તર, ઓ માસ્તર સાબ! આવો તો ખરા! પરબાર્યા કેમ ઉપડયા! પાનબાન તો ખાઓ!'

નાઇલાજે માસ્તર દુકાનમાં ગયા, અને સોપારી કાતરવાની શરૂઆત કરી. ચંદનમલ શેઠે ગાદી નીચેથી એક વર્તમાનપત્ર કાઢી માસ્તરને આપ્યું અને પૂછયું ; 'માસ્તર, અંગ્રેજી છાપું શું કહે છે? જર્મન કયાં સુધી પહોંચ્યો? વાંચોને!'

માસ્તરે છાપું ઉઘાડ્યું. પણ વચ્ચેના પાના પર છપાએલા એક ફોટા ઉપર તેમની નજર એકાએક વળી. ત્રીસેક વર્ષના એક તરુણનો તે ફોટો હતો. તેની નીચે તેનું નામ અને વિલાયતમાં એણે મેળવેલી ડોક્ટરી પદવીઓનો હારડો હતો. અને પછી અંગ્રેજીમાં લખેલું હતું : 'શસ્ત્રક્રિયામાં અત્યંત નિપૂણ ડૉ. શર્માને સરકારે મોટી જગા પર નીમ્યા છે. શ્રી અને સરસ્વતીનો મધુર સંગમ સાધનાર ડૉ. શર્માને અભિનંદન ઘટે છે !'

માસ્તરને આશ્ચર્ય ઉપજ્યું, જરા અભિમાન પણ થયું. તે તરૂણ ડૉ. શર્મા માસ્તરના બાલપણના સ્નેહી હતા. માસ્તરને તેમના બાલપણના દિવસો સાંભર્યા.

અંગ્રેજી પહેલીથી સાતમી સુધી તેઓ બન્ને સાથે જ હતા. માસ્તરનું ગણિત બહુ જ સારૂં હતું, જ્યારે શર્મા હંમેશા એ વિષયમાં જ ઊડી જતા. કેટલીયે વાર માસ્તરે તેને ગણિતમાં મદદ કરી હતી ! વિદ્યાર્થી જીવન દરમ્યાન બન્ને સાથે જ રમતા ખેલતા, પણ બન્ને વચ્ચે એક મોટું અંતર હતું. શર્મા ઘરનો સુખી અને અતિશય શ્રીમંત બાળક હતો, પણ માસ્તર સાધારણ સ્થિતિના હતા. પોતાની કર્કશા માશીને ત્યાં રહી અભ્યાસ કરતા હતા. મેટ્રીકમાં એકવાર માસ્તર નાપાસ થયા એટલે માશીએ મદદ આપવાની ચોખ્ખી ના પાડી. ઘેર પણ પૈસાની જરૂર હતી જ. માસ્તરે નાઇલાજે નોકરી સ્વીકારી. તેમના પિતાને પણ સંતોષ થયો. અનાયાસે વતનમાં જ નોકરી મળી, એટલે સૌ રાજી થયાં. માસ્તરને પણ પોતાની પરિસ્થિતિથી સંતોષ હતો.

પણ કોણ જાણે શી રીતે, એકાએક માસ્તરને પોતાની દારિદ્રય પૂર્ણ પરિસ્થિતિની જાણ થઇ. 'હું ભણ્યો હોત તો— ! મને પણ મોટી જગ્યા મળત ! પણ અત્યારે—આ દરિદ્રી શાળા...દરિદ્રી પગાર.... ભિખારી સ્ત્રી...એળે જતું જીવન !'

હંમેશ વ્હાલસોયું લાગનારૂં જગત આજે માસ્તરને તિરસ્કારપાત્ર લાગ્યું. શેઠ 'બેસો, બેસો, કહેતા રહ્યા, પણ માસ્તર ઊઠીને ઘર ભેગા થઇ ગયા.

ઘર એટલે કિલ્લાબંધી! તેઓ ઘેર આવે ત્યારે તેમની પત્નીએ કદી પણ નવયુવતિની માફક તેમને આવકાર આપ્યો નહોતો કે ચાનો કપ કે આછું સ્મિત રેલાવી, 'ફરવા જવું છે ને?' એમ કદીયે પૂછયું નહોતું. ઊલટું સાસુજીને ખરાબ લાગે એમ માની માસ્તર શાળામાંથી આવે કે તરત તે રસોડામાં ચાલી જતી અને માસ્તરને પણ આ બાબત કંઈ લાગતું નહિ.

પણ આજે તેમણે ઘેર આવતાંજ કહ્યું, 'આજ રાતની પેસેન્જરમાં હું મુંબઇ જવાનો છું, બે દિવસ પછી આવીશ કદાચ મોડું પણ થઇ જાય!'

ઘરનાં માણસોને જરા નવાઇ લાગી. પણ કંઇક શાળાનું કામ હશે એમ માની કોઇએ કંઈ પૂછયું નહિ.

બીજે દિવસે મુંબઇમાં પગ મૂકતાં જ માસ્તરને કેટલો બધો ઉલ્લાસ અને આનંદ લાગવા માંડયો! તેમને થયું; 'બસ! જૂની ઘરેડના સંસારનાં બંધનમાંથી હવે મેં મુક્તિ મેળવી છે. તે સંસાર, તે શાળા, ઘર, પત્ની, કંઈજ ન જોઇએ!'

ત્યારે શું જોઇએ? પોતાને આટલી બધી ચટપટી કેમ થતી હશે એ તેમને સમજાયું નહિ. પણ એટલું તો તેઓ ચોક્કસ સમજતા હતા કે તેમને પોતાના નીરસ જીવનનો કંટાળો આવ્યો હતો. તેમને કંઇક નવીન જોઇતું હતું.

નવું જીવન!—કેવું? ડૉ. શર્મા જેવું? ખરેખર! ખૂબ વિદ્યા, ખૂબ માનપાન, અઢળક ધન, અને મનમાનતા અમનચમન—એવું

જીવન તેમને જોઇતું હતું ! બેધડક કબૂલાત આપતાં તેમનું મન અચકાતું હતું, પણ તેમને બીજું શું જોઇતું હોય? જગતમાં દરેક વ્યક્તિને આ સિવાય શું જોઇતું હોય ? ભરપૂર પૈસો, વિદ્યા અને સુંદર પત્ની આ બધું કયો તરુણ જતું કરશે ? પરિસ્થિતિથી ભડકેલા માસ્તરની મનોવૃત્તિ ઉભરાવા માંડે તેમાં તેમને કેટલો દોષ દેવો ? આવો ઉભરો પરિસ્થિતિમાં પીસાતા માણસના જીવનમાં એકાદ વખત તો આવે જ આવે

માસ્તરની નજર સામે તેના સ્નેહીનું ચિત્ર ખડું થયું હતું. 'તે કેવો મઝા કરતો હશે ! કેટલો મોટો પગાર હશે ! મોટો બંગલો, સુંદર પત્ની....તેને લઇને તે ફરવા પણ જતો હશે...અને પોતે...'

માસ્તરને પોતાનું જીવન સાંભર્યું. 'મારા સ્નેહીનો એક વર્ષનો પગાર હું આખી જીંદગી કમાઉ તો પણ મેળવી શકવાનો નથી. સુખ કેવું હોય તે તો મને ખબર જ નથી. નહિ વિદ્યા, નહિ ધન ! હવે શું કરીશ ? અસંખ્ય પામર જીવમાંનો હું પણ એક ! ના, ના ! મને એ જીવનનો ખરેખર કંટાળો આવ્યો છે ! ફરીથી ઘેર જવું નથી ! અહીં ગમે ત્યાં રહીશ ! ખૂબ ખૂબ મોજ શોખ કરીશ ! ફરીથી એ ગામનાં ઝાડવાં જોવાં જ નથી ! દુકાળિયાની માફક નિસ્તેજ ચહેરે આમ તેમ ફરનારાં માણસો, દુંદાળો શેઠ ચંદનમલ, રસ્તાની બાજુ પર બેસનાર લંગડો ભિખારી !...છટ્ ! છટ્ ! આ દ્રશ્ય જોઇ શકાતું નથી !'

સાંજે તે ફરતા ફરતા હેન્ગિન્ગ ગાર્ડન્સ તરફ જઇ ચડયા. લોકોનાં–ખાસ કરીને યુવકયુવતિઓનાં ટોળાં આમતેમ ફરી લટાર મારી રહ્યાં હતાં. કેટલાંક સૂર્યાસ્તનું મનોહર દ્રશ્ય નીરખી રહ્યાં હતાં. એમને થયું, મુંબઇ કેટલું બધું ફરી ગયું છે ! એટલામાં સામેથી આવતા એક તરુણ તરફ તેમની નજર ગઈ.

કેવો રૂવાબદાર અને મોહક ! અને સાથેની યુવતિ ! અરેરે ! આવા સૌન્દર્યની અપેક્ષા માસ્તરને સ્વપ્નેયે નહોતી.

તેણીની મોહક શરીરયષ્ટિ ! ઈન્દ્રધનુષ્યના રંગનું રેશમી વસ્ત્ર, ભાલપ્રદેશ પર ધસી આવતા હોય તેવી રીતે ઓળેલા સફાઈદાર વાળ, અને ચમકતી આંખો ! માસ્તરને થયું : 'કેટલો સુખી ! આવી સુંદર પત્ની......'

'મારે હોય તો ! તેના ખભા પર માથું ઢાળી આખી રાત આકાશમાંના તારલાઓ નીરખ્યા કરૂં ! પારિજાતકનાં ફૂલ જેવી નાજુક દેહલતાને...'

*　　*　　*

માસ્તરે ચમકીને પાછળ જોઈને કહ્યું : 'કોણ શર્મા ! ભૂલી ગયા ! હું તમારો મિત્ર ગજાનન ! આપણે મૅટ્રિકમાં...'

પણ આ બધુ લક્ષમાં લેવા જેટલી શુદ્ધિમાં ડૉ. શર્મા નહોતા ! 'ઇડિયટ ! જોયું માલન્ ! કોઈક ભિખારી લાગે છે, અને કહે છે ક્લાસ–મેટ !'

'ગાંડા જેવો લાગે છે' કહી માલને પણ તેને અનુમોદન આપ્યું.

ધરતી મારગ દે તો સમાઈ જવાનું માસ્તરને મન થયું. ડૉ. શર્મા જેવા પોતાના બાલસ્નેહીએ આમ અપમાન કર્યું, અને તે પણ તેની સુંદર પત્ની સમક્ષ......

પાછળ ચાલ્યા આવતા બે ચાર વિદ્યાર્થીઓ તેમના તરફ જોઈ હસતા હસતા આપસઆપસમાં વાત કરતા હતા : 'અરે આ તો ડૉ. શર્મા ! ખૂબ કમાય છે ! પણ સાથે કોણ છે જોયું ને ? પેલી નર્સ......માલતી......બિચારી દેવાંગના સમી સ્ત્રી ઘેર ઝુરે.......'

માસ્તર વિજળીનો આંચકો લાગ્યો હોય એમ ચમક્યા. પળવારમાં તે બધી વસ્તુસ્થિતિ સમજી ગયા ! આ શું ? સારૂં થયું પોતે શ્રીમંત અને વિદ્વાન નથી ! પોતાની પણ આવી જ સ્થિતિ થાત તો ? ઘરની સ્ત્રીને દુઃખના દરિયામાં ડુબાડી આમ શોખ કરવા કરતાં......

પોતાની સાદી પણ પ્રેમાળ પત્ની માસ્તરને તરત જ યાદ આવી. પહેલી જ ટ્રેન પકડી માસ્તર ઘેર પાછા આવ્યા. તેમને જલદી આવેલા જોઇ પત્નીએ પૂછ્યું : 'કેમ આટલા જલદી ?'

'તારા સિવાય મને ગમ્યું નહિ !'

'જાઓ જાઓ ! એમ શું બોલો છો !'

'સાચ્ચે સાચ્ચું કહું છું !' કહી માસ્તરે પશ્ચાત્તાપ અને મમતા ભરી દૃષ્ટિથી પત્ની તરફ જોયું. પણ એ ભાવ સમજવાનું તે શહેરમાં જઇ થોડી જ શીખેલી હતી !

## ૧૦

# ઘરનો ધાક

**જગતમાં** સ્ત્રીઓથી બીનારા ઘણા માણસો હશે; પણ 'શાહ એન્ડ ત્રિવેદી સોલિસિટર્સ'ની ફર્મમાં કામ કરતા રસિકલાલ જેવો સ્ત્રીના કબ્જામાં રહેનારો બીજો કોઇ હશે કે નહિ તે વિષે ઓફિસમાં બધાને વારંવાર વિચાર થયા કરતો હતો. ઓફિસમાં કામ કરતા બીજા માણસો 'બંધનમુક્ત' હતા એમ કંઇ નહોતું. એક જણને હંમેશ શાકભાજી લાવવા માટે સવારમાં ચા પીને તરત જ ઝોળી લઇને બહાર નીકળી જવું પડતું; બીજા એક જણની પત્ની મહિલા મંડળની સેક્રેટરી હોવાથી, સાંજે ઓફિસમાંથી ઘેર જતાં વેંત બે છોકરાંઓનો ચાર્જ, મંડળની સભા પૂરી થતાં સુધી સંભાળવો પડતો. આમ ઓફિસમાંના બીજા માણસો જો કે 'ઘરના અમલ'થી મુક્ત તો નહોતા જ, છતાં પણ રસિકલાલ પર તો ઘરનું દબાણ કંઇ ઓર જ જણાતું હતું, કારણ ઓફિસમાં કામ કરતાં કરતાં પણ ઘરનાં માણસની તીવ્ર નજર પોતાના પર છે એ ભીતિ રાખીને જ તેઓ કામ કરતા. કોઇ કહે, 'રસિકભાઇ, આજે ઓફિસમાંથી છૂટીને આપણે બધા ચોપાટી પર જઈએ !' કે તરત જ તે જવાબ આપતા, 'ના ના, મારે જલદી ઘેર જવું જોઇએ, નહિ તો ઘેર ફિકર થાય !'

આ સાંભળીને બધા એક બીજા તરફ અર્થસૂચક દૃષ્ટિ ફેંકતા, અને માંડ માંડ હસવું દબાવી શકતા. કોઇ કહે, 'ચાલો, આજે સિનેમામાં જઇએ !' એટલે ગભરાઇ જઇને રસિકલાલ બોલી ઊઠતા, 'નહિ ! મારે પહેલાં પૂછવું જોઇએ !' અને તેમનો આવો જવાબ સાંભળી બધાને બહુ મોજ આવતી. રસિકલાલને આવી રીતે ગભરાવવામાં તેમને મઝા આવતી હતી, તેથી કોઇક જાણીબુજીને વાત શરૂ કરે.

'સમજ્યા કે ?'

'શું છે !'

'આજે ઓફિસ છૂટતાં જ બધાએ પહેલાં ચોપાટી પર જવાનું છે, અને ત્યાંથી પિકચરમાં જવાનું છે !'

'કબૂલ, કબૂલ.'

પણ થોડી વારે રસિકલાલ આર્તસ્વરે કહેતા. 'હું નહિ આવી શકું ! મારે ઘેર પૂછવું જોઈએ !'

તેમનો આ 'રાબેતા મુજબ'નો જવાબ સાંભળી બધા આનંદથી ખડખડાટ હસી પડતા.

આવી રીતે રસિકલાલ બધાની ચર્ચા અને વિનોદનો વિષય થઇ પડયા હતા. નવાઇની વાત તો એ હતી કે રસિકલાલ કપડાં હંમેશ સ્વચ્છ અને વ્યવસ્થિત રાખતા. વળી શરીરસંપત્તિ પણ બીજાને અદેખાઈ આવે તેવી હતી. એટલે પહેરવેશ અને આરોગ્યની આટલી કાળજી રાખનારો આ માણસ, સ્ત્રીથી આટલો બધો કેમ દબાઈ ગયો હશે તે સમજી શકાતું નહોતું. ઝીણી ઝીણી બાબતોમાં પણ 'ઘેર પૂછવું' તેનો શો અર્થ ? રસિકલાલ સાધારણ રીતે ઓછાબોલા હતા, પણ જ્યારે તેમને બોલવાનો પ્રસંગ આવે ત્યારે સ્પષ્ટ રીતે 'ઘર'નો

ઉલ્લેખ તેઓ કરતા જ ! તેઓ ક્યાં રહેતા હતા તે કોઈને બરાબર ખબર નહોતી. વિલેપાર્લેના સ્ટેશન નજીક ક્યાંક તેઓ રહેતા હતા, એટલું જ ઓફિસના માણસો જાણતા હતા.

એકાદ દિવસ તેમને સારી રીતે બનાવવાની ઓફિસના મંડળને ઇચ્છા થઈ હતી. અને તેમને લાગ પણ બરાબર મળ્યો. વાતમાં ને વાતમાં રસિકલાલે એક જણને, પોતાનો જન્મદિવસ આવતા ગુરૂવારે છે, એમ કહી નાખ્યું. પછી તો પૂછવું જ શું ! બધાને પારાવાર આનંદ થયો ! ગમે તેમ કરી તે દિવસે ઓફિસ ટાઇમ પછી રસિક-લાલને બની શકે તેટલો સમય રોકી રાખવા, અને પછી મોડા ઘેર મોકલી તેમની 'ગોપી' કરાવી, બીજે દિવસે તેમનું વીલું મોઢું જોવાની મોજ માણવાનો બધાએ નિશ્ચય કરી નાખ્યો.

બુધવારે સાંજે ઓફિસ છૂટતાં જ રસિકલાલ ઉતાવળા ઉતાવળા ઘેર જવા ઉપડ્યા. તેઓ ગયા પછી ઓફિસના મંડળની ખાનગી બેઠક મળી, અને ગુરૂવારના કાર્યક્રમની વિચારણા ચાલી. રસિકલાલનો જન્મદિવસ ખૂબ ઠાઠથી ઉજવવો એમ ઠર્યું. એક જણે અગત્યની સૂચના કરી, 'આ રસિકલાલ મદ્ય પીએ છે કે કેમ ?'

બીજાએ કહ્યું, 'કોને ખબર પીએ છે કે નહિ ! એક નંબરનો મુંજી છે !'

તે પરથી ત્રીજાએ કહ્યું, 'અરે, એ મદ્ય ક્યાંથી પીએ ? ચાર આના ફંડમાં ભરવા હોય તોયે 'ઘેર પૂછવા'નું કહેવાવાળાના મોઢા સુધી ઍફ્સો ક્યાંથી હોય ! તેને તો ફક્ત પાણી પીવાની જ પરવાનગી હોય !'

ત્યારપછી મનહરરાય બોલ્યા, 'બાકી કાલે મઝા તો આવશે જ ! બિચારાની કાલે ખરેખર રેવડી થશે ! કદાચ ઘર બહાર રહેવું પડશે ! અહીં આપણે તેનો જન્મદિવસ ઉજવીશું, પણ ઘેર ગયા પછી ભજીયાં

તળાઈ જવાનાં ! તદ્દન નાદાન માણસ ! સ્રીથી આટલું બધું બીવું શા માટે ?'

ચોથાએ પોતાનો મત જણાવ્યો, 'કર્યું હશે એકાદ પહેલવાનની દીકરી સાથે લગ્ન ! અને હવે પેટ ભરીને પસ્તાતા હશે !'

એક જણે ગંભીરપણે કહ્યું, 'આવતી કાલે રસિકલાલ બિઅર કે વ્હિસ્કી લે તો ઠીક; નહિ તો મનહરરાય એક સૂચના લાવે છે !'

બધા એક સાથે બોલી ઊઠ્યા, 'બોલો, બોલો !'

મનહરરાય પોતે બોલ્યા, 'તે બીજું કંઇ ડ્રિંક ન લે, તો જરા કડક લીલાગર બનાવવી, અને તે સોડા કે લેમનમાં ભેળવી દેવી. પછી જોઇ લ્યો રમત !'

'વાહ વાહ ! બહુ મજાની સૂચના !' બધા બોલી ઊઠ્યા, અને રસિકલાલ બીજાં ડ્રિંક લેવાની ના પાડે તો આ યોજના અમલમાં મૂકવી એમ નક્કી થયું.

બીજે દિવસે અગિયારમાં પાંચ મિનિટે હંમેશ મુજબ રસિકલાલે ઓફિસમાં પગ મૂકતાં જ બધાંએ અર્થપૂર્ણ દૃષ્ટિથી એક બીજા તરફ જોયું. રસિકલાલને તો પોતાની વિરૂદ્ધ રચાયેલા કાવત્રાની કલ્પના પણ ક્યાંથી હોય ! હંમેશ પ્રમાણે તે તો અંદર આવ્યા, અને પોતાની જૂની ફાટલી છત્રી એક ખૂણામાં મૂકી પોતાના ટેબલ પાસે જઇ ખુરસી પર બેઠા, અને યંત્રવત્ કાગળો ફેરવવા માંડ્યા.

આજ સાંઝની મજાના વિચારમાં બધા ખુશ જણાતા હતા. વળી ઓફિસના સિનિયર કલાર્ક મનહરરાય પણ આમાં સામેલ હોવાથી આજ કંઈક ઓર જ મજા આવશે એમ બધાની માન્યતા હતી. મનહરરાયનું ચલણ ઓફિસમાં સારું હતું, અને રસિકલાલનો પગાર દસ રૂપિયા તેમના પ્રયાસથી જ વધ્યો હતો. મનહરરાયે કરેલો ઉપકાર

રસિકલાલ બરાબર સમજતા હતા, અને પ્રસંગોપાત તે ઉપકાર બદલ કૃતજ્ઞતા બનાવવા ચૂકતા નહોતા.

છના ટકોરા પડતાં જ બધાએ એક બીજા તરફ સૂચક દૃષ્ટિથી જોયું. ઓફિસનું કામ સમેટી બધા જવા માટે તૈયાર થયા. રસિકલાલ તો હંમેશ મુજબ કામ આટોપી ટાઈપરાઈટરને ઢાંકણુ ઢાંકી, ખૂણામાંની પોતાની જુનાટ છત્રી ઉંચકી, જવા નીકળ્યા. એટલામાં મનહરરાય તેમની સામે આવ્યા, અને પ્રેમથી તેમની સાથે હસ્તધુનન કરી બોલ્યા, 'તમે આજે એકતાળીશ વર્ષ પૂરાં કરી બેંતાળીશમા વર્ષમાં પ્રવેશ કરો છો તે બદલ હું તમને હાર્દિક અભિનંદન આપું છું ! આ જન્મદિવસ નિમિત્તે અમારી શુભેચ્છા સ્વીકારો !'

રસિકલાલ મુંઝાઇ ગયા. શો જવાબ આપવો એ તેમને સૂઝયું નહિ. તેઓ કંઈ જવાબ આપે તે પહેલાં બધા તેમની આસપાસ ફરી વળ્યા. બધાનાં અભિનંદન સ્વીકારતાં તેમને અત્યંત ક્ષોભ થયો.

અભિનંદનના કાર્યક્રમે પાંચ સાત મિનિટ લીધી. રસિકલાલે સામેની ઘડિયાળ તરફ જોયું, તો સવા છની તૈયારી હતી. ઘેર જવાની તેમની ઉતાવળ બધાના લક્ષમાં આવતાં જ મનહરરાય બોલ્યા, 'આજે તો તમારો જન્મદિવસ ! આજે તમારે અમારી સાથે ચા પીવી જોઇએ !'

ગભરાઇ જઇ રસિકલાલ બોલ્યા, 'ના ના. નકામું એવું શું ? મરો જલદી ઘેર.......'

બધાના ચહેરા પર સ્મિત ફરક્યું. પત્નીની આટલી બધી બીક રાખનારા એ પતિની સૌને દયા આવી. તેના કહેવા તરફ દુર્લક્ષ કરી મનહરરાયે કહ્યું, 'અરે, એમ તે હોય ! આજે ચાપાર્ટી તો થવી જ જોઇએ ! અમારી તૈયારી કંઈ નકામી જશે ? '

વિસ્મય પામી રસિકલાલે કહ્યું, 'તૈયારી ? શાની તૈયારી ?'

એટલામાં એક જણે તેમની પીઠ થાબડીને કહ્યું, 'અરે શું ભાઇસાહેબ ! આજે તમારો જન્મદિવસ છે એ બાતમી અમને મળી, એટલે અમે તો મનહરભાઇને ઘેર પાર્ટીની જંગી તૈયારી કરી રાખી છે ! તમે અમને નિરાશ ન કરશો !'

'ચા તો લેવી જ જોઇએ,' બધાએ કહ્યું.

રસિકલાલના મોઢામાંથી તૂટક તૂટક શબ્દો નીકળ્યા, 'પણ મારે ઘેર જવું જોઇએ !........ઘેર રાહ......' પણ વાકય પૂરું થતાં પહેલાં જ તેમના મોં પર ચિંતા અને વિષાદ છવાયાં.

સર્વ એકત્રિત મંડળી મનમાં વિચાર કરવા લાગી, 'અરેરે ! કેટલો ધાક ! આ તે પતિ કે પત્નીનો કેદી ? ખરેખર તેની પત્ની મૂછાળી હોવી જોઇએ ! ગરીબ બિચારો ! લગ્નના ઊંડાં કૂવામાં આને કોણે ઉતાર્યો હશે ?'

રસિકલાલે બે ત્રણ વખત ઘેર જલદી જવાની વાત કાઢી જોઇ ! પણ જ્યારે મનહરરાયે બે વખત આગ્રહ કર્યો, ત્યારે પોતાના હિત-ચિંતકને નારાજ કરવાનું તેમને ગમ્યું નહિ. છતાં તે બોલ્યા, 'હું રોકાવા તૈયાર છું, પણ જરા ઘેર જઈને આવું !'

મનહરરાય બોલ્યા, 'તે બાબત તમે ફિકર ન કરો. હું હમણાં જ રામાને મોકલી તમારે ઘેર કહેવરાવી દઉં કે તમારી રાહ ન જુએ.'

રસિકલાલને આ વિચાર ગળે ઉતારવો પડયો, અને તેમનો સંદેશો લઈ રામો ઓફિસમાંથી ઉપડયો.

પણ રામો ઓફિસની બહાર નીકળતાં જ તેની પાછળ કોઇએ આવી તેને ધીમેથી કંઈક કહ્યું, એટલે તે હસીને પોતાના ઘર તરફ ચાલતો થયો.

અહીં સર્વ મંડળી રસિકલાલને લઇ મનહરરાયને ઘેર પહોંચી, જ્યાં પાર્ટી માટે જંગી તૈયારી કરેલી રસિકલાલના જોવામાં આવી. તેઓ ચકિત થઇ જુદી જુદી વાનીઓ અને ચમકતી બાટલીઓ તરફ જોઇ રહ્યા. મનહરરાય તરફ વળી તે બોલ્યા, 'આટલો બધો ખર્ચ શા માટે કર્યો?'

'વાહ! ખર્ચ તો કરવો જ જોઇએ ને? આજે તો તમારો જન્મદિવસ છે ને! તમે જરા પણ સંકોચ નહિ પામો એમ અમે માનીએ છીએ. બધી વાનીઓને યથારુચિ ન્યાય આપજો જ!'

'પણ તમે તો ચાની ગોઠવણ કર્યાનું કહેતા હતા, અને અહીં તો.........'

'એ તો એમ જ કહેવાય! તમારા જન્મદિવસ જેવો પ્રસંગ તે કંઇ ફક્ત ચાથી જ ઉજવાય? વળી, અમે કંઇ હાથી ઘોડા લાવ્યા નથી! હંમેશની જ વાનીઓ છે, પણ જરા ટેબલખુરસી પર બેસી ખાવાની છે એટલું જ!'

ઠરાવ્યા પ્રમાણે મંડળીએ રસિકલાલને હાર પહેરાવ્યો અને તેમને આરોગ્ય અને દીર્ઘાયુષ્ય ઇચ્છી, તાળીઓના ગડગડાટ સાથે બધા મિજબાની માટે બેસી ગયા.

ઓફિસની મંડળીની પોતાને માટેની આવી લાગણી જોઇ રસિ-કલાલનું હૃદય પ્રફુલ્લિત થયું. મનહરરાય જેવો ઊંચા દરજ્જાનો માણસ પણ પોતાને આટલું માન આપે છે તે બદલ કૃતજ્ઞતા દર્શા-વવા તેમણે મનહરરાય તરફ જોયું.

થોડીવારે એક જણે બધા પાસે એકેક ગ્લાસ મૂકયો, અને બધાએ તેમાંથી ધીમે ધીમે પીવા માંડયું.

રસિકલાલે એકાદ બે ઘૂંટડા લઈ ચમકીને પૂછ્યું, 'આ મદ્ય તો નથીને?'

'અરે મદ્ય તે હોય! આ તો છે લેમન, અને અંદર થોડું દૂધ!' એક જણે કહ્યું. પછી બધા તરફ વળી તે બોલ્યો, 'સદ્‌ગૃહસ્થો! ટુ રસિકલાલ્સ હેલ્થ!'

બધાએ પાછા પોતપોતાના ગ્લાસ મોઢે માંડયા. રસિકલાલે પણ ગ્લાસ મોઢે માંડી ધીમે ધીમે તે ખાલી કર્યો.

પેટમાં થોડી ઉષ્ણતા આવતાં જ તેમનો ચહેરો ખીલવા લાગ્યો, કોઈ દિવસ વાતચીતમાં રસ ન લેનાર રસિકલાલની જીભ ઊઘડી, અને ગપ્પા મારતાં મારતાં તેમનો બીજો ગ્લાસ ક્યારે ખાલી થયો તે તેમને ખબર ન રહી.

ધીમે ધીમે તેમના ચહેરા પર અને આંખોમાં નિશાનાં ચિન્હ દેખાયાં. આ જોઈ આખી મંડળી એક બીજા તરફ જોઈ હસવા લાગી અને એક જણના મોઢામાંથી તો 'બન્યો લટ્ટુ' એ શબ્દો પણ સરી પડયા!

પણ બધાએ તેને વાર્યો, અને બીજો એક ગ્લાસ રસિકલાલને પાવા માટે બધાએ તેમને વાતે ચડાવ્યા.

મિજબાનીનો કાર્યક્રમ સાડા દસ સુધી ચાલ્યો. આ દરમ્યાન કડક લીલાગર પેટમાં પડવાથી, રસિકલાલને ઠીક ઠીક ઘેન ચડયું હતું. ઓફિસમાં મોઢે ખંભાતી તાળું મારીને બેસનારા રસિકલાલ હવે તો તાનમાં આવી જઇ સંગીત ગણગણવા લાગ્યા. મંડળી એક બીજાને ચીમટા લઇ, પોતાનો કાર્યક્રમ યશસ્વી થવાથી ઓર આનંદ અનુભવતી હતી. રસિકલાલ તો ગાવામાં મશગૂલ હતા. તેમના તરફ જોઇ મનહરરાયે કહ્યું, 'હવે આને ઘેર પહોંચાડીએ, એટલે પત્ની પાસે એ ગાઇ બતાવે! પત્ની ખુશ થઈ તેના પર પુષ્પવૃષ્ટિ વરસાવશે!'

રસિકલાલ એકલા જઈ શકે તેમ નહોતું. એટલે મનહરરાય તેમને મુકવા જાય એમ ઠર્યું. કારણ કે તેઓ એકલા હોવાથી તેમને મોડું

થાય તો યે ચિંતા નહોતી વળી બીજા બધાને પણ લીલાગરની ઓછીવત્તી અસર થઇ હતી, તેથી બીજા કોઈને મોકલવાથી ઇદં તૃતીયં થવા સંભવ હતો; અને ખાસ તો રસિકલાલ ઘેર પહોંચ્યા પછી પત્ની સાથેનુ તેમનું દ્વંદ્વયુદ્ધ નજરોનજર જોવા મનહરરાય બહુ ઉત્સુક હતા. આજની યોજના ફળીભૂત કરવામાં તેમનો મુખ્ય હિસ્સો હતો, અને છેવટ શું થાય છે તે જોવા તેઓ ઉત્સુક બને એ સ્વાભાવિક જ હતું.

થોડીવારમાં રસિકલાલને લઇ તેઓ મંડળીની રજા લઇ રસ્તે પડયા. રસિકલાલના પગ એકીબેકી રમતા હતા, પણ તેઓ સારી રીતે શુદ્ધિમાં હતા. અને હવે તેઓ બુદ્ધિપૂર્વક વાતો કરતા હતા. થોડીવારે તેઓ વિલેપાર્લે આવી પહોંચ્યા; રસિકલાલને એક ગંદી ચાલી તરફ વળતા જોઇ મનહરરાયને બહુ નવાઇ લાગી. આવી અંધારી ગંદી ચાલીમાં સ્વચ્છ અને સુઘડ પોષાક પહેરેલા રસિકલાલ રહેતા હશે એવી તેમને કલ્પના પણ નહોતી. અતિશય ગરીબાઇને લીધે જ તેમણે ઓછા ભાડાની ચાલી પસંદ કરી હશે એમ તેમને લાગ્યું. રસિકલાલ સાથે દાદર ચડી રહ્યા પછી, કેમ જાણે ઘેન ઊતરી ગયું હોય તેમ, રસિકલાલે તેમને કહ્યું, 'જરા ધીમે આવજો ! ઘરમાં માણસો સૂતાં હશે ! હું ધીમેથી બારણું ઉઘાડી અંદર જાઉં છું !'

'ઠીક ! હું જરા ઠંડુ પાણી પીને ઘેર જઇશ !' મનહરરાયે કહ્યું.

ઘરનાં માણસો માટેની રસિકલાલની કાળજી જોઇ મનહરરાય જરા વિસ્મિત થયા, અને આગળ રસિકલાલ ને પાછળ મનહરરાય એમ ચાલતાં ચાલતાં તેઓ એક ઓરડી પાસે અટકયા. ઓરડીનું દ્વાર અર્ધઉઘાડું હતું, અને વચ્ચેની જગ્યામાંથી અંદરનું દૃષ્ય જોતાં જ મનહરરાય થંભી ગયા !

ઓરડી તદ્દન સાદી હતી. ટેબલ પર એક ફૂલહાર અને એક

ગજરો મૂકી રાખ્યાં હતાં. તે હાર પાસે જ પુઠાના એક કટકા પર ખડીથી મોટે અક્ષરે 'બાપુજીનો જન્મદિવસ' એમ લખ્યું હતું. ટેબલને અઢેલી એક બાર તેર વર્ષની બાલિકા ઊંઘતી હતી ! તેની પાસે જ એક નવી છત્રી પડી હતી ! એક ખૂણામાં એક છોકરો ઊંઘી ગયો હતો ! આ દૃશ્ય જોતાં જ મનહરરાયનાં રુંવાડાં ખડાં થઇ ગયાં ! એકાદ ગુનેગારની માફક, તે ઊંઘી ગએલી બાલિકા તરફ જોઇ રહ્યા. કેટલીયે વાર રહ્યા પછી તે ઊંઘી ગઇ હોવી જોઇએ એમ તેના ગાલ પરના આંસુના ઓઘરા કહી રહ્યા હતા. કોઇક જમ્યું હોય તેની સાક્ષી તરીકે પાસે એક થાળી પડી હતી. જરૂર પેલો છોકરો પિતાની રાહ જોઇ જોઇને થાકીને બે કોળિયા ખાઇને ઊંઘી ગયો હોવો જોઇએ ! તે જ વખતે મનહરરાયને વિચાર આવ્યો કે આ ઊંઘી ગએલી બાલિકાએ ખાધું નહિ જ હોય ! બિચારી પિતાની રાહ જોઇ જોઇ સૂઇ ગઇ હશે !

આ વિચાર આવતાં જ પોતે કેવો અક્ષમ્ય ગુનો કર્યો છે તે સમજાતાં મનહરરાયની છાતી ધબકવા લાગી. અરેરે ! પિતાનો જન્મદિવસ ઊજવવાની તૈયારી આ લાડકવાયાં બાળકોએ કેટલી હોંસથી કરી રાખી છે ! તેમને માટે એક નવી છત્રી લાવી રાખી છે ! બાપુ આવે એટલે છત્રી આપી તેમને આશ્ચર્યમાં ગરકાવ કરવાની ધારણા હોવી જોઇએ ! તેમની ઉંમર જોતાં તો તેઓ રમકડે રમવા જેવડાં અને ઢીંગલી માટે કજિયો કરે તેવડાં લાગતાં હતાં ! પણ પોતાની બધી મોજશોખની બાબતો તજી દઇને પાઇ પાઈ બચાવીને તેમાંથી બાપુને માટે તેઓ છત્રી લાવ્યાં હતાં ! પોતાના પિતાને ફાટલી અને તૂટી ગએલી છત્રી વાપરતા જોઇ જોઇને તેમને જરૂર લાગી આવ્યું હોવું જોઇએ. પિતાને આશ્ચર્યચકિત કરવાના વિચારથી, તેમની વાટ જોઇ જોઇને છેવટે નિરાશ થઈ બિચારાં ઊંઘી ગયાં હશે !

મનહરરાય આ પ્રમાણે વિચારમાં ગોથાં ખાતા ખાતા, પોતાને એક ક્ષુદ્ર અને પાપી માણસ ગણુતા ગણુતા, ગાંડા માણસની માફક પેલી ઊંઘી ગએલી બાલિકા તરફ અને કાર્ડબોર્ડ પરના અક્ષરો તરફ જોઇ રહ્યા.

'બાર તેર વર્ષની બાલિકા! રસિકલાલનું ઘર તે કેમ ન ગણાય! માતાના અવસાન પછી આ બાલિકાએ જ બધો વ્યવહાર સંભાળ્યો હોવો જોઇએ.' આ વિચાર મનમાં આવતાં જ મનહરરાય ભીતિથી થરથર ધ્રૂજવા લાગ્યા. તેમને થયું કે આ બાલગૃહિણીનો પોતે ઘોર અપરાધ કર્યો છે! કેટલી ધીરજથી અને ચીવટથી તેણે માતાની ગેરહાજરીમાં ઘરની વ્યવસ્થા કરી હશે! પિતાના ખાવાપીવાની અને કપડાંલત્તાંની સંભાળ તેણે કેટલી કાળજીપૂર્વક લીધી હશે! આવી ત્યાગવૃત્તિ અને કર્તવ્યનિષ્ઠાથી જ સ્રીઓ સંસારમાં સ્વર્ગ ખડું કરી શકે છે!

તેની તરફ જોતાં જોતાં મનહરરાયના મનમાં આવા અનેક વિચારો વિજળીની ત્વરાથી ચમકીને પસાર થઇ ગયા. રસિકલાલ ધીમે પગલે અંદર જઇ ખીલી પર કપડાં ઉતારવા લાગ્યા. એટલામાં પેલી બાલિકા એકાએક જાગી ગઇ, અને સફાળી ઊઠીને બોલી. 'કોણ બાપુ! અત્યારસુધી ક્યાં ગયા હતા?'

મનહરરાયના મનમાં થરથરાટી છૂટી. તેમણે જ રામાને અહીં મોકલવાને બદલે તેને ઘેર મોકલી દીધો હતો. તેમનું મન મુંઝાવા લાગ્યું.

'હું ઓફિસમાં હતો, બેટા! સંદેશો મોકલ્યો હતો તે નહોતો પહોંચ્યો?' રસિકલાલે પૂછ્યું.

આશ્ચર્યજનક ચહેરે તેણે કહ્યું, 'ના! કોની સાથે કહેવરાવ્યું હતું? બાપુ! અમે તો કેટલાં ગભરાઇ ગયાં હતાં!' અને તેણીએ મોટો નિશ્વાસ મૂકયો.

એકદમ દાદર પરથી કૂદકો મારી 'નાસી જવાનું મનહરરાયને મન થયુ ! તે બાલિકાનાં અશ્રુ તેઓ જોઈ શકયા નહિ ! પોતાના ક્ષુદ્રપણાનું તીવ્ર ભાન થતાં તેઓ બન્ને તરફ જોઇ રહ્યા.

એટલામાં, વાતચીતમાં પડવાથી બહાર મનહરરાય ઊભા છે તે પોતે ભૂલી ગયા. એ લક્ષમાં આવતાં જ રસિકલાલે દિલગીરી બતાવી તેમને અંદર બોલાવ્યા એકાદ ગુનેગારની માફક મનહરરાય અંદર આવી એક ભાંગલી ખુરસી પર બેસી ગયા.

આ અજાણ્યા ગૃહસ્થ અંદર આવતાં જ પેલી બાલિકા જરા સાવચેત થઇ ! પિતાના ગળામાં શોભી રહેલો હાર તેણે ધીમેથી કાઢી લીધો, અને તે કાઢતાં કાઢતાં તેને તેમના મોઢામાંથી વાસ આવી હોય કે ગમે તેમ, પણ જરા શંકાશીલ દૃષ્ટિથી તેણે મનહરરાય તરફ જોયું.

તે દૃષ્ટિની સાથે નજર મેળવવાની મનહરરાયની તાકાત નહોતી ! તેમણે પોતાની આંખો 'જમીન પર ઢાળી દીધી. 'એકાદ ભયંકર ગુનો કર્યો હોય તેમ તેમનો જીવ મૂઠીમાં આવી ગયો !

'કેમ, ચાપાણી લેશો ?' રસિકલાલે પૂછયું.

'ના રે ના ! આ વખતે ચા હોય ?'

'ત્યારે થોડું ઠંડું પાણી ?'

'ચાલશે !'

પેલી બાલિકાએ તરત એક ટમલરમાં પાણી લાવી મનહરરાયને આપ્યું ! તે લેતાં લેતાં મનહરરાયને વિચાર આવ્યો કે આવા પવિત્ર નિર્દોષ હાથનું પાણી લેવા પોતે લાયક નથી. તેમને ગળે પાણીના એકાદ બે ઘૂંટડા માંડ માંડ ઊતર્યા.

તેમને લાગ્યું કે જો પોતાના ગુના બદલ આ બાલિકાની ક્ષમા માગવામાં નહિ આવે તો તેમનો જીવ વધુ મુંઝાશે; તેઓ ધીરે સાદે બોલ્યા, 'અમારી ઓફિસમાં તમારા પિતાનો જન્મદિવસ અમે

ઉજવ્યો છે. પણ તેનો સંદેશો મોકલતાં હું ભૂલી ગયો ! મારી ભૂલ થઇ !'

છેવટના શબ્દો સાંભળતાં જ બાલિકાનો સઘળો ક્રોધ જાણે શમી ગયો તેના મોં પર આછું સ્મિત ફરક્યું, અને તે જોતાં જ મનહરરાયને પણ કંઇક શાંતિ થઇ. તેણીની વિવેકબુદ્ધિ અને સાલસપણું જોઇ, પોતે એક નાનું બાળક હોય એમ મનહરરાયને લાગ્યું. આવા અલૌકિક ગુણોના બળથી જ સ્ત્રીજાતિએ દુનિયાના વિકટ વ્યવહાર ચલાવ્યા છે, અને અખૂટ ધીરજથી સંકટનો સામનો કર્યો છે. ગરીબી ઉપર માધુર્યનો પિછોડો ઢાંકી સંસારમાં રસાત્મક કાવ્યનું નિર્માણ કર્યું છે ! મનહરરાયને એમજ લાગ્યું કે પોતે એક નાની બાલિકા પાસે નહિ, પણ એક પીઢ અને પ્રેમાળ ગૃહિણી પાસે ગુનેગાર તરીકે ઊભા છે !

થોડીવાર પછી રસિકલાલની રજા લઇ જ્યારે તે ઊઠયા, ત્યારે તેમનો નીચે પડી ગએલો રૂમાલ તે બાલિકાએ લઇ તેને બરાબર સંકેલી તેમના હાથમાં આપ્યો. આ વ્યવસ્થાશક્તિ અને કાર્યતત્પરતાના બળથી જ સંસાર સોહામણો બને છે, દારિદ્રયના અને દુ:ખના ઘા રૂઝાઇ જાય છે, અને જીવનને નવીન જોમ મળે છે.

છેવટે જ્યારે તેઓ દાદર ઊતરવા લાગ્યા, ત્યારે બાલિકાએ કહ્યું, 'છેલ્લી સાડાબારની લોકલ છે ! તમે જરા જલદી સ્ટેશને જજો ! પણ દાદર પર ઊતરતાં જરા સંભાળજો; નીચેથી બીજું પગથિયું જરા તૂટેલું છે !'

દાદર ઊતરી જ્યારે રસ્તા પર આવ્યા ત્યારે એકાદ વત્સલ માતા પાસેથી રજા લઇને નીકળતા એક તોફાની બાળકની લાગણી મનહરરાયે અનુભવી, અને અત્યંત કૃતજ્ઞતાથી ચાલી તરફ નજર કરી તેમણે સ્ટેશનનો રસ્તો લીધો.

## ૧૧

# ઘર બહાર

**શશિકાન્તની** આંખ અચાનક ઊઘડી ગઇ. ઝબકીને જાગી જવાનું કારણ તેને સમજાયું નહિ. તેને લાગ્યું કે એકાદ સ્વપ્ન આવ્યું હશે, પણ બહુ પ્રયત્ન કરવા છતાં યે તે સ્વપ્નનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો.

તેણે જમણી બાજુ જોયું, તો તેની અને કાલિન્દીની વચ્ચે સૂતેલો અરવિન્દ દડતો દડતો દીવાલ પાસે જતો રહ્યો હતો. તેણે ધીમેથી અરવિન્દને લઇ પથારીમાં સુવાડયો, અને તેને ચાદર અને રગ ઓઢાડયાં.

પછી તરત જ તેની દૃષ્ટિ કાલિન્દી પર પડી. ઘણા દિવસ પછી બારીમાંથી ચંદ્રની કોર દેખાય અથવા તો પોતાના બગીચામાં ઉછેરેલી મોગરાની વેલ એકાએક ફાલેલી જણાય, તે જોઇ જેટલો આનંદ થાય, તેટલો જ આનંદ નિદ્રિત કાલિન્દીને જોઇ શશિકાન્તને થયો.

તેમનો હંમેશનો સવારનો કાર્યક્રમ જૂદો જ હતો. કાલિન્દી સવારમાં રસોડામાં જઈ સ્ટવ સળગાવે. તેનો અવાજ સાંભળી શશિકાન્ત પડખાં ફેરવવા માંડે. ગરમ પાણી કીટલીમાં નાખી કાલિન્દી તેને જગાડવા આવે ત્યારે તે આંખો ઉઘાડી બેઠો થાય, અને પછી

બંને વચ્ચે થોડો રમુજી વાર્તાલાપ થયા પછી શશિકા
પીછી–પાવડરથી દાંત સાફ કરવા ઊઠે. તેમની આવી વાતચી
ઉપરથી પતિપત્નીનો એક બીજા પરનો અનન્ય પ્રેમ સ્પ
જણાઇ આવતો. કાલિન્દી મશ્કરીમાં કહેતી: 'હવે બજારમાં ખ
મોંઘી થઇ લાગે છે; તેથી ચા મોળી પીવા લાગ્યા છો?' શશિકા
જવાબ દેતો, 'ના, ના. તેમ નથી. યુરોપમાં મહાયુદ્ધ થા
કે અતિયુદ્ધ થાય તો પણ આપણે ત્યાં તો ખાંડ સોંઘી જ
રહેવાની છે.' કાલિન્દી પૂછતી: 'એમ કેમ?' શશિકાન્ત તેને પા
ખેંચી તેના હોઠ તરફ સ્નેહભરી દૃષ્ટિથી જોઇ કહેતો: 'દ્રૌપદી
થાળીમાંથી જેમ જોઇએ તેટલું અન્ન નીકળતું, તેમ તારા હોઠમાં
પણ જોઇએ તેટલી સાકર–' શશિકાન્ત આટલું બોલે ત્યાં તો, બાળ
ઘસઘસાટ ઊંઘતાં હોય તો પણ, કાલિન્દી કહેતી: 'અરે અરે, 
જાગતો લાગે છે. તે સાંભળશે તો–' શશિકાન્ત હસતાં હસતાં જવા
દેતો: 'ના રે ના, તે તો ઊંઘે છે. અને કદાચ સાંભળે તો યે બાળ
શું સમજવાનો હતો?'

આ અથવા આવી જ કંઇક મીઠી મઝાક કરતાં કરતાં પથારીમાં
ઊઠવાની ટેવ શશિકાન્તને પાંચ–છ વર્ષથી હતી. માટે જ પથારી
ભરઊંઘમાં કાલિન્દીને જોઇને, પોતે સ્વપ્નમાં હોય એમ તેને ક્ષણ
લાગ્યું. વનમાં જતા મુસાફરને રસ્તાની બાજુએ સૂતેલી વનદેવી દેખ
એવી તે દેખાતી હતી.

પોતાની આંખ એકદમ ઊઘડી જવાનું કારણ શશિકાન્તને હ
સમજાયું. કાલિન્દી તેની માશીની દીકરીનાં લગ્નપ્રસંગે બપોર
ગાડીમાં આઠદસ દિવસ માટે બહારગામ જવાની હતી. લગ્ન પછી
છ વર્ષમાં દીર્ઘવિરહનો આ બીજો પ્રસંગ શશિકાન્ત પર આ
પડયો હતો. લગ્ન પછી એક જ મહિને કાલિન્દીની માશી તેને તે

ગઈ હતી, તે પહેલો પ્રસંગ હતો. તે વખતે વિરહના દસ દિવસ દસ વર્ષ જેટલા લાંબા લાગ્યા હતા. આજે તો દસ દિવસ તેને યુગ જેવા લાગે તેમાં શી નવાઈ! રાત્રે કાલિન્દી ખીલી પર ટાંગે દીવો ઓછો કરતી હતી ત્યારે શશિકાન્તે તેને કહ્યું હતું, ' આઠ દિવસ ત્યાં રહેવાનું છે. આઠ એટલે આઠ જ હો !'

'અને ગણતાં ગણતાં ભૂલ થાય અને આઠના નવ જાય તો ?'

'તો સ્પેશ્યલ વિમાનમાં તારી માશીને ઘેર આવીશ અને પછી

'પછી શું ?'

'વિમાનનો ખર્ચ થશે તેથી જ રાણી સાહેબની હીરાની બં લેવાની ઇચ્છા મનની મનમાં જ રહેશે!'

શશિકાન્તનું બોલવું સાંભળતાં દીવો તદ્દન ઓછો કરતાં (એ ઓછો કે તે બુઝાઈ જવાની શશિકાન્તને ધાસ્તી લાગી) કાલિન્દી હ હસતાં બોલી હતી: 'આઠ એટલે સાત જ પછી તો બસ ને ?

રાત્રિનો આ સંવાદ યાદ આવવાથી શશિકાન્તે ખીલી પરના દ તરફ જોયું. 'આઠ એટલે સાતજ' એમ બોલતાં બોલતાં કાલિન્દ તે કેટલો ધીમો કર્યો હતો! પણ રાત્રિ દરમ્યાન તે વધી ગયો હ અને અત્યારે તેનો પ્રકાશ ઓરડામાં ઠીક ઠીક પડતો હતો. શશિ ન્તને વિચાર આવ્યો, કે ધીમો કરેલો દીવો જેમ આપોઆપ ગયો છે તેમ કાલિન્દીનો માશીને ત્યાંનો મુકામ પણ કદાચ વધી લગ્ન પહેલાં એક વર્ષ તે પોતાની માશીને ત્યાં જ હતી. ત્યાંની બહેનપણીઓની અનેક વાતો લગ્ન પછીના પહેલાં વર્ષમાં કાલિ બહુ જ ઉત્સાહથી કરતી. આ બન્ને બહેનપણીઓની મુલાકાત છ વર્ષ પછી થવાની હતી. કાલિન્દી પાસે બે રત્નો હતાં. તે પાસે પણ માણેક મોતીનું પ્રદર્શન કરવાનું કદાચ હોય. માર

સહવાસમાં અને બહેનપણીઓનાં બાળબચ્ચાંના કિલકિલાટમાં કાલિન્દી આનંદથી દિવસ ગાળશે. પણ અહીં તો—માવો કુંભાર અને બાઇ મોતી એ જ પોતાનાં આઠ દિવસનાં સંગાથી હતાં. કાલિન્દીના ઓશીકા પાસે પડેલાં ફૂલ પર તેની નજર પડી. ગઇ કાલે આ ફૂલો કેવાં મઘમઘી રહ્યાં હતાં! આજે એ ચિમળાયેલાં ફૂલો તરફ જોવું પણ ગમતું નહોતું. જાણ્યે–અજાણ્યે શશિકાન્ત આ ફૂલો સાથે પોતાના મનને સરખાવવા લાગ્યો.

'અહોહો!' કાલિન્દીના આ ઉદ્ગારથી તે શુદ્ધિમાં આવ્યો; નહિ તો તેના વિરહની કલ્પનાથી વ્યાકુળ થયેલું તેનું મન કેટલી યે વાર સુધી વિચાર કર્યા કરત.

પથારીમાં પડયા પડયા જ પોતાનો હાથ સ્નિગ્ધપણે તેના હાથમાં મૂકી કાલિન્દી બોલી: 'આજે તો સૂર્ય પશ્ચિમમાં ઉગ્યો લાગે છે!'

'પુર્ણિમાનો ચંદ્ર પૂરબહારમાં ખીલે ત્યારે તેને મળવા સૂર્યને આવવું જ જોઇએ.' શશિકાન્ત કૃત્રિમપણે હસતાં હસતાં બોલ્યો.

તેના આ એક જ વાકયમાં કેવું ઉત્કટ કાવ્ય ભર્યું હતું તેની કાલિન્દીને કલ્પના પણ નહોતી. લગ્ન થયાં તે દિવસથી જ ઘર એ શશિકાન્તનું જગત થયું હતું. કૉલેજમાં શીખવવા માટે બે ત્રણ કલાક જાય તેટલો વખત જ તે કાલિન્દીથી દૂર રહેતો. બાકી તો સવારથી સાંજ સુધી આઠે પહોર અને બારે મહિના તેઓ એક બીજાના સહવાસનો આનંદ બની શકે તેટલો લેતાં. ઓછાબોલા શશિકાન્તને મિત્રો બહુ જ ઓછા હતા. અને હતા તે કોઇક વાર આવી ચા પીને રસ્તો માપતા. શશિકાન્તને ક્રિકેટનો શોખ હતો; પણ મેચ જોવા તે કાલિન્દી વગર કદી પણ જતો નહિ. તેના આવા એકલપેટા જીવનને લીધે બહારની દુનિયા સાથે તેનો સંબંધ બહુ ઓછો હતો.

કાલિન્દીનો હાથ પોતાના હાથમાં લઇ શશિકાન્ત બોલ્યોઃ 'મને એક વચન આપ.'

કાલિન્દી હસતી હસતી બોલીઃ 'રાત્રે આઠ દિવસની મુદત સાત દિવસની કરાવી. હવે સાતના છ કરાવવા લાગે છે. ચા પીવાના વખત સુધીમાં છના પાંચ થશે; અને આમ થતાં થતાં બપોર સુધીમાં આ આંકડો એક ઉપર આવી જાય તો મારે જવાનું જ બંધ રહે'

તેના આ શબ્દોની મઝાક કરતાં શશિકાન્ત બોલ્યોઃ 'તને પણ જવાનું મન થતું નથી; પણ લગ્ન પહેલાં એક વર્ષ તું માશીને ત્યાં જ રહી હતી, એટલે આ પ્રસંગે ન જવાય તો ખરાબ લાગે, પણ–'

'પણ શું ? વિમાનમાં જવું અને વિમાનમાં આવવું એમ ?'

શશિકાન્ત ગંભીરપણે બોલ્યો: 'તું આઠ દિવસ રહેજે, પણ દરરોજ લાંબા લાંબા પત્ર લખ્યા કરજે.'

'માશીનું ગામ તદ્દન નાનું ગામડું છે, તે તમે ભૂલી ગયા લાગો છો; ત્યાં ત્રણ પૈસાનું કાર્ડ પણ મળવું કેટલીક વાર મુશ્કેલ બને છે.'

'અને અહીંથી કવર અને ટિકિટ સાથે લઈ જાઓ તો સામાન લગેજમાં લઈ જવો પડે કેમ ?'

કાલિન્દી હસી. શશિકાન્ત પણ હસ્યો.

શશિકાન્તના બાહુ–પાશમાંથી છૂટા થવાનું કાલિન્દીને બિલકુલ ગમ્યું નહિ. પતિના પ્રેમળ સ્પર્શમાં સ્ત્રીના જીવનનો બધો આનંદ સમાયેલો છે.

આ અનુભવ કાલિન્દીને આજે પૂરેપૂરો થયો. ઊઠતાં ઊઠતાં તેની આંખો અશ્રુભીની થઇ. તેની આંખમાં પાણી જોઈ શશિકાન્ત ગદ્ગદ

સ્વરે પણ હસતું મોઢું રાખી બોલ્યો: 'હું ચિત્રકાર હોત તો કેવું સારૂં!'

ચા પીધા પછી કાલિન્દી સામાન બાંધવા માંડી. શશિકાન્ત આજુબાજુ આંટા માર્યા કરતો હતો. છોકરાંઓનાં કપડાં બૅગમાં મૂકતાં મૂકતાં કાલિન્દીએ તેને પૂછ્યું: 'આજે પુસ્તકનું કામ નથી કરવું?'

શશિકાન્તને તેનો આ પ્રશ્ન તદ્દન રૂક્ષ લાગ્યો, પણ તે કંઇ બોલ્યો નહિ. જેમ નાનું બાળક રકાબીમાંનું ગળ્યું ગળ્યું ખાવાનું થઈ રહ્યા પછી પણ રકાબી ચાટતું હોય છે તેમ પોતે તેના સહવાસનો રહ્યોસહ્યો વખત અતૃપ્ત દૃષ્ટિથી પસાર કરે છે, એવો ભાવ તેના ચહેરા પર પ્રતિબિંબિત હતો; પણ તેને ખીજવવાની કાલિન્દીને મઝા આવતી હતી. તે બોલી, 'પુસ્તક વહેલું નહિ પતે તો મને હીરાની બંગડીઓ મળવામાં મોડું નહિ થાય ને?'

શશિકાન્ત મૂંગે મોઢે પોતાના અભ્યાસના ઓરડામાં ગયો. ગઇ કાલે લખેલા લખાણનો છેલ્લો ભાગ વાંચી જોયો. દુષ્યંત શકુંતલાને ચુંબન દેવાનો પ્રયત્ન કરે છે, તે શાકુંતલમાંનો પ્રસંગ અને વસંતસેના વરસતા વરસાદમાં ચારૂદત્તને મળવા જાય છે તે પ્રસંગની તુલના શરૂ થઇ હતી.

શશિકાન્તે કાગળિયાં હાથમાં લીધાં. પણ 'રમણ રમણીના મિલનની કાવ્યમયતા' એ શબ્દો વાંચતાં જ કાગળિયાં ફગાવી દઇ તે ઓરડીની બહાર નીકળી આમતેમ આંટા મારવા લાગ્યો.

આજે પચરંગી મૅચનો છેલ્લો દિવસ હતો. સામે ઘેર રેડિયો શરૂ થતાં જ શશિકાન્ત ત્યાં ગયો. પણ થોડી જ વારમાં તે પાછો આવ્યો. કાલિન્દીએ પૂછ્યું: 'મૅચનું શું થયું?'

શશિકાન્તે જવાબ દીધો : 'ઇન્દિરાનો ગરમ કોટ લીધો ? નહિતર રાત્રે ટાઢ વાશે તો તે રડવા માંડશે.'

આજે શશિકાન્તનું લક્ષ ક્રિકેટમાં પણ નહોતું તે કાલિન્દી સમજી ગઇ; પણ આથી તેને હસવું આવ્યું નહિ. તેનું પોતાનું મન પણ સવારથી ક્યાં સ્થિર હતું ? વારેઘડીએ તેને વિચાર આવતો કે તે ગામડામાં ઇન્દિરા અથવા અરવિન્દની તબિયત બગડશે, તો ડૉક્ટર પણ મળવાનો નથી. અને જ્યાં આખો દિવસ પતિનું મુખ જોવા મળવાનું નથી ત્યાં રાત્રે ઊંઘ પણ કેમ આવશે ? ખરેખર, ઘર એ જ માણસનું જગત છે, એ જગતની બહાર જવું પડે તો—

સ્ટેશન ઉપર એકબીજાની વિદાય લેતાં લેતાં શશિકાન્ત અને કાલિન્દી એટલાં બધાં ગળગળાં થઇ ગયાં કે તેઓનાં લગ્ન તુરતમાં જ થયાં હશે એમ ડબ્બામાંનાં કેટલાંક ઉતારૂને લાગ્યું. પણ પાસેની બારીમાંથી ડોકાઇ રહેલાં બે બાળકો તરફ નજર પડતાં જ તેમની શંકા દૂર થઇ.

શશિકાન્ત રસહીન હૃદયે ઘરમાં દાખલ થયો. દીવાલ પર નજર ગઇ. કેટલા યે દિવસથી આ ફોટા તેણે જોયા નહોતા. પણ અત્યારે તે નિહાળી-જોવા લાગ્યો. લગ્ન પછી થોડા જ દિવસે પડાવેલો બન્નેનો ફોટો, નાનકડા અરૂનો ફોટો, અરૂ અને ઇન્દિરાનો ફોટો, અને બધાનો ભેગો એક ફોટો—આ ફોટા ક્રમેક્રમે જોતાં છેલ્લાં છ વર્ષનું તેનું જીવન તેની દૃષ્ટિ આગળ ખડું થયું. ઉત્તરરામચરિતમાં રામ અને સીતા પોતાના જીવનપ્રસંગોનાં ચિત્રો જોતાં જોતાં આનંદમાં શા માટે આવી જતાં હશે તે પ્રશ્નનો ઉત્તર અત્યારે તેને મળ્યો.

પણ ફોટા જોતાં જોતાં તેનું મન વધુ વ્યાકુળ બનવા લાગ્યું. તે પાસેના ઓરડામાં ગયો. ત્યાં પડેલું ગ્રામોફોન વગાડવાની તેને ઇચ્છા થઇ, પણ તરત જ તેના કાનમાં અરૂના કાલાકાલા શબ્દોના ભણકારા વાગવા લાગ્યા.

એકાદ પુસ્તક વાંચવાથી મન શાંત થશે એમ માની તે કબાટ તરફ વળ્યો, પણ કબાટ ઉઘાડતાં ઉઘાડતાં તેને એક પ્રસંગ યાદ આવ્યો, અને પુસ્તક લેવા માટે લંબાવેલો હાથ જેમનો તેમ રહી ગયો. તે સ્મૃતિચિત્ર બહુ સુંદર હતું.

આવી જ રીતે પોતે એક વાર કબાટ ઉઘાડતો હતો, ત્યારે કાલિન્દી પાછળથી આવીને બોલી. 'આ લ્યો.' શશિકાન્તે પાછા ફરીને જોયું, તો તેના હાથમાં અધું નાળિયેર હતું. તેને કોપરૂં બહુ ભાવતું હતું તેથી કાલિન્દી તે લઇ આવી હતી. તે નાળિયેરનો થોડો ભાગ કોઇએ ખાધો હોય એમ લાગ્યું. શશિકાન્તે કહ્યું : 'કોઇનું એઠું અમે ખાતા નથી.' કાલિન્દીએ જવાબ દીધો. 'પણ શબરીનાં એઠાં બોર રામે તો ખાધાં હતાં.' નાળિયેર મીઠું છે કે નહિ તે જોવા માટે કાલિન્દીએ તે ચાખી જોયું હતું.

આ પ્રસંગ યાદ આવતાં શશિકાન્તની બેચેની વધી. કબાટમાંથી એક પણ પુસ્તક લીધા વગર તે પાછો ફર્યો. કાલિન્દી પહોંચ્યાનો પત્ર પરમ દિવસે આવશે ત્યાં સુધીમાં પોતાને બાવરા ભૂતની જેમ એકલા રહેવું પડશે, એ વિચારથી તે અતિશય ઉદાસ બન્યો.

તેને એકદમ યાદ આવ્યું. છ વર્ષ પહેલાં કાલિન્દી તેની માશીને ત્યાં ગઇ હતી. તે વખતના તેના પત્રો પોતે સાચવી રાખ્યા હતા. ઉનાળાની ગરમીમાં પવનની લહરીઓ અત્યંત આરામ આપે છે તે પ્રમાણે આ વિરહના દિવસોમાં તે પત્રોનું વાંચન તેને શાંતિ આપશે એમ તેને લાગ્યું.

બધા મળીને સાત પત્રો હતા. પણ દરેક પત્રમાં એકેક વાક્ય એવું હતું કે જે સાકરની ગાંગડીની માફક ચગળીચગળીને તેની મીઠાશ લઈ શકાય.

પહેલા પત્રમાં કાલિન્દીએ લખ્યું હતું.

'કાલે રાત્રે હું ઝબકીઝબકીને જાગી જતી હતી. જાગીને આંખો ઉઘાડતાં મનમાં થતું કે અલાદિનની વાર્તામાંના દીવા જેવો દીવો મારી પાસે હોય તો તે હું ઘસું અને સામે રાક્ષસ ખડો થતાં જ હું તેને કહું કે મને અત્યારે ને અત્યારે જ તેમની પાસે લઇ જા. ખરેખર, રાક્ષસથી ન બીતાં મેં આ હુકમ છોડયો હોત અને તેની સાથે તમારી પાસે આવી પહોંચી હોત.'

બીજા પત્રના છેવટના ભાગમાં લખ્યું હતું : 'અમારા ગામડામાં ટેલીફોન કયારે થશે? તેવી સગવડ હોય તો હંમેશ તમારા શબ્દો સાંભળી શકું; અને મનમાં શાંતિ થાય.'

ત્રીજા પત્રમાં તેણે લખ્યું હતું : 'પ્રેમ એ અત્યંત વિલક્ષણ વસ્તુ છે. માણસનું મન તે ઘડીકમાં બદલી નાખે છે. હવે મારી મને કેવી પારકી લાગે છે! પહેલાં કાશી અને મંજુલા એ બે બહેનપણીઓ સિવાય હું એક દિવસ પણ રહી શકતી નહોતી. પણ અત્યારે તેઓ મારી સામે બેઠેલી છે, છતાં પણ મારૂં મન તો તમારામાં જ રમી રહ્યું છે.'

શશિકાન્તને લાગ્યું કે આ સાત પત્રો તે પત્રો નહિ, પણ પ્રીતિ–ગીતના સાત સ્વર છે. તેના મધુર સંગીતથી પોતે બે દિવસ જેમતેમ કાઢી શકશે.

ત્રીજે દિવસે શશિકાન્તે ટપાલની રાહ આતુરતાથી જોઇ. પણ કાલિન્દીનો પત્ર ન આવ્યો. આખી રાત તેણે ચિંતામાં પસાર કરી. કાલિન્દીએ કાગળ બીજા કોઇકને નાખવા આપ્યો હશે, અને તેથી પત્ર મોડો રવાના થયો હશે એમ તેણે મન મનાવ્યું.

મૃગ નક્ષત્ર કોરૂં જતાં ચિંતાતુર બનેલો ખેડૂત વરસાદની રાહ જુએ, તે પ્રમાણે તેણે બીજે દિવસે ટપાલની રાહ જોઈ, પણ તે દિવસે પણ પોસ્ટમેન નિષ્ઠુર બન્યો.

શશિકાન્તની ચિંતા વધતી ગઈ. બાળકો માંદાં તો નહિ પડયાં હોય ને? અથવા તો કાલિન્દીને કંઈક થયું હશે? હમણાં ને હમણાં તાર કરું તો?

તો માશી હસવા માંડે, કાલિન્દીની મશ્કરી થાય. પણ ભલે, કાલે પત્ર ન આવે તો તો જરૂર તાર કરવો એવો નિશ્ચય કરીને કાલિન્દીના જૂના પત્રો વાંચીવાંચીને તે દિવસ તેણે પસાર કર્યો.

તરસ્યા માણસને પાણી મળવાથી જેટલો આનંદ થાય તેટલો આનંદ શશિકાન્તને કાલિદીનો પત્ર જોઈ થયો. પત્ર ખૂબ લાંબો હશે એમ તેણે ધાર્યું હતું, પણ કવર ફોડતાં જ તે જરા નિરાશ થયો. પત્રનો પ્રારંભ તદ્દન અનપેક્ષિત હતો.

'પત્ર લખવામાં બે દિવસની ઢીલ થઈ છે તેથી તમે ગુસ્સે થયા હશો. પણ ખરું કહું તો મને જ તમારા પર ગુસ્સો ચડયો છે.'

વધારામાં કાલિન્દીએ લખ્યું હતું, '૭ વર્ષ તમે મારી સંભાળ અત્યંત પ્રેમથી લીધી છે. બહારનો ઠંડો પવન પણ મને લાગવા દીધો નથી; પણ તેને પરિણામે બહારની દુનિયાથી તમે મને અલગ રાખી છે. તમે પોતે પણ તેનાથી દૂર રહ્યા છો. આ વિશાળ જગતમાંના ત્રણ આંચકા આ ત્રણ દિવસોમાં મેં અનુભવ્યા છે. આ આંચકાથી મારું મન અત્યંત વ્યાકુળ બન્યું છે.

'હું આવી તે જ દિવસે મારી માશીની દીકરીનું વેવિશાળ તૂટયું. વરપક્ષવાળાને પાંચસો-હજાર રૂપિઆ વધુ આપનારો કોઈ ગરજવાન મળી ગયો. માશીનું સાંત્વન કેવી રીતે કરવું તે સૂઝતું નથી. દીકરીનું વેવિશાળ એક વખત તૂટયું એટલે ફરીથી સંબંધ થવો મુશ્કેલ.

'બીજે દિવસે હું મંજુલાને મળવા ગઈ. તેનો પતિ ન્યુમોનિ-

યામાં સપડાયો હતો. ગામડાનાં લોકો દૂરથી ડોકટર કેવી રીતે બોલાવી શકે ? પણ તેમની દુર્દશા આથી પણ વિશેષ હતી; હું તેની ઝૂંપડીમાં ગઇ ત્યારે તેના સગાસંબંધીઓ તેને ગળે અને છાતી ઉપર કંઇક ઔષધ લગાવી રહ્યાં હતાં. તે પ્રસંગ યાદ આવતાં હજુ પણ રૂંવાડાં બેઠાં થાય છે. દારિદ્રય અને અજ્ઞાનને પરિણામે વિધવા થએલી મંજુલાનું સાંત્વન કરવા મારી પાસે શબ્દો નથી.

'કાશીને ઘેર ગઇ તો તે દસ દિવસથી સુવાવડના ખાટલામાં હતી. તેના ઘરમાં પૂરતું અનાજ પણ નહોતું. ભિક્ષાવૃત્તિથી જેમતેમ પોતાનો નિર્વાહ ચલાવતો પતિ સુવાવડીને શું ખાવા આપે ? છ વર્ષમાં પાંચ બાળકની માતા થવાથી કાશીનું શરીર અને મન બંને અકાળે વૃદ્ધ થયાં છે. તે રડતી રડતી બોલી : 'ઇશ્વર કેટલો નિષ્ઠુર છે ! ના કહ્યા છતાં પણ તે મને બાળકો આપે છે, અને–'

'હું તેને શો જવાબ આપું ? મને થોડા જ વખતમાં હીરાની બંગડી મળવાની છે એમ ?

'આપણા જેવાના ઘરમાં ઇશ્વર કૃપાથી લીલાલહેર છે, પણ તે ઘરની બહાર કેવો દવ લાગ્યો છે ? આ દવમાં માણસો ભસ્મિભૂત થાય છે, ત્યારે આપણે શું શાંત બેસી રહીશું ?

'આપણી પાસે બે જ રસ્તા છે. કાં તો તે દવ ઓલવવાનો ભગીરથ યત્ન કરવો, અને નહિ તો બીજાઓ સાથે આપણે પણ બળી મરવું.'

શશિકાન્તે પત્ર દૂર મૂકી આંખો બંધ કરી. તેની મીંચેલી આંખો આગળ પેલી ત્રણ અભાગી બાલિકાઓ આવી ઊભી. તેની આંખો ઊઘડી ગઈ. 'ઘર બહાર, ઘર બહાર,' એવો કાલિન્દીનો કરૂણ સ્વર પોતે સાંભળતો હોય એમ તેને લાગ્યું.

૧૨

# ગુલામગીરીને રામ રામ!

**સાંજે ઓફિસમાંથી** ઘેર આવતાં રસ્તામાંથી ફૂલનો પડો લેવો, અને વચ્ચે એક શિવાલય આવતું હતું ત્યાં જઈ ભાવપૂર્વક દર્શન કરી; સાષ્ટાંગ પ્રણામ કરી, પ્રદક્ષિણા કર્યા પછી ઘેર જવું એવો દૈનિક નિત્યક્રમ થોડાંક વર્ષોથી કૃષ્ણલાલ અનુસરતા હતા. પણ આજે તેમણે તે નિત્યક્રમ તોડયો. નોકરી માટે આવેલા ઉમેદવાર તરફ જેટલા તિરસ્કારથી દુર્લક્ષ કરવામાં આવે છે તેટલા જ તિરસ્કારપૂર્વક તેમણે આજે શંકરદેરાં તરફ અને આજુબાજુની દુનિયાના ચલવિચલ પદાર્થો તરફ જોયું. રોજ ને રોજ શંકરને નમસ્કાર કરવા આપણે ક્યાં નવરા છીએ, એવો (કુ)વિચાર આજે જીવનભરમાં પહેલી જ વાર તેમને આવ્યો. આ સિવાયના બીજા કેટલાયે કુવિચાર અમલમાં મૂકવા જેટલી હિંમત આજે કૃષ્ણલાલમાં આવી હતી.

કહે છે કે નળરાજાના શરીરમાં કળિયુગે તદ્દન ક્ષુલ્લક કારણુ કાઢીને જ પ્રવેશ કર્યો હતો. એવા જ એક ક્ષુલ્લક પ્રસંગને લીધે, નોકરશાહીને ન શોભે તેવા સ્વાભિમાન રૂપી કળિયુગે કૃષ્ણલાલનો આજે કબજો લીધો હતો. તે પ્રસંગ, સામેના સિનેમાના પોસ્ટર જેટલો જ સ્પષ્ટ રીતે તેમની નજર સમક્ષ રમી રહ્યો હતો. ખરું જોતાં તો કાળમુખા રામશંકર ભાઈએ રજા પર જઈને જ આ વસ્તુસ્થિતિ

ઉત્પન્ન કરી હતી. કૃષ્ણલાલે તપખીરના સડાકા મારતાં મારતાં રામશંકરનું અને પોતાનું બન્નેનું કામ પૂરું કરી નાખ્યું હતું, છતાં પણ પાંચ વાગે હેડકલાર્ક સુરેશભાઇએ તેમને બોલાવ્યા ત્યારે તેમને ઘણું જ આશ્ચર્ય થયું. જરાક ગરમી મળતાં શૂન્ય પરનો પારો એકદમ ચઢી જાય, તેમ હેડકલાર્કનો હુકમ સાંભળતાં જ કૃષ્ણલાલના મિજાજનો પારો ચડી ગયો. પોતાનું અને રામશંકરભાઇનું કામ પતાવી દીધા છતાં પણ હેડકલાર્કે તેમને રવિવારે બપોરે કામ માટે આવવાનું કહ્યું તે બદલ તેમનો મિજાજ ગયો અને તેમણે થોડો બડબડાટ કર્યો પણ ખરો. પણ સુરેશભાઇએ એક જ વાક્યમાં ખુલાસો કર્યો, 'જુઓને કૃષ્ણલાલ, હું કંઈ તમને મારા ઘરકામ માટે બોલાવતો નથી. મારે બીજું કંઈ સાંભળવું નથી ! આવતી કાલે આ કામ થવું જ જોઇએ.'

સુરેશભાઈએ આવો હુકમ છોડયો તે બદલ ચડભડતા ચડભડતા કૃષ્ણલાલ બહાર નીકળ્યા, ત્યાં જીવા પટ્ટાવાળાએ ખંધાઇથી હસીને તેમની પાસે ચા માટે બે પૈસાની માગણી કરી. કૃષ્ણલાલનું મગજ હવે ફાટયું અને તેમણે જીવાને ઊંચે સાદે કહ્યું, 'ચાલ હટ . સાલા, ચા કેવી ને પૈસા કેવા!' સાહેબ જેને કોઇ દિવસ ઉંચે સાદે કંઇ કહે નહિ તે જીવાનું કારકુને અપમાન કર્યું. જીવાએ રૂવાબથી કહ્યું, 'કૃષ્ણલાલભાઇ, તમારૂં મોઢું નથી કહેતું પૈસા આપવાનું. પણ ગાળબાળ ન દેવી હો ! અમે કંઇ કારકુન નથી કે ગાળ ખાઇએ.'

કારકુનનું માનસ હોવા છતાં પણ કૃષ્ણલાલનો પિત્તો ગયો. જીવાને તેમણે વધુ ધમકાવ્યો, 'કોની સાથે ગડબડ કરે છે તે જાણે છે ? તારા જેવા એક નહિ પણ છપ્પન જીવલાને હું નોકરીમાં રાખીશ, સમજ્યો ?' આમ કહી કંઈનું કંઇ કરી નાખવાના આવે-

ષમાં આવી જઇ, છમાં વીસ મિનિટ બાકી હતી તેનો પણ ખ્યાલ ન કરતાં, નોકરીમાં પહેલી જ વાર વહેલા ઓફિસમાંથી તેઓ બહાર નીકળ્યા.

રસ્તે જતાં તેમની સમક્ષ એક જ મહાન પ્રશ્ન ભયંકર રીતે તરવરતો હતો— 'શું હું કારકુન ? મારામાં અક્કલ નથી ? મેં ધાર્યું હોત અને પાસે પૈસા હોત–અથવા તો વડિલોએ મને કારકુનની નોકરીમાં ન ધકેલ્યો હોત–તો હું પણ કોઇક વિશિષ્ટ વ્યક્તિ બન્યો હોત !' તેમની સાથેનો એક જણ ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં જઈ આવ્યો હતો અને માસિક ચૌદસો રૂપિયા મેળવતો હતો. બીજો એક જણ જીમખાના પ્લોટમાં બંગલો બાંધી એક વીમા કંપનીનો ડાયરેકટર બન્યો હતો. અને ભણવામાં આગળ ન ચાલવાથી અંગ્રેજી બીજી ચોપડીમાંથી જ ઊઠી જઇ, પહેર્યે લૂગડે મુંબઇ જનાર પેલો ભીખલો ! નાનકડી દુકાન-માંથી વેપાર ખીલવી, આજે તેણે મુંબઈમાં બે માળા ઘેર કર્યાં હતા. આવા આવા કિસ્સાઓ યાદ આવતાં, કારકુન જીવનમાં પ્રવેશ કરવાથી જ દારિદ્રયમાં ડુબાયું છે એમ માનનારા કૃષ્ણલાલે ગુલામગીરીનાં બંધન તોડી નાખવાનો પાકો નિરધાર કરી નાખ્યો. આખી દુનિયાં તેમને નવીન જણાવા લાગી. સહભોજનની કલ્પના માત્રથી જ ભડકનાર કૃષ્ણલાલને આજે ઇરાની રેસ્ટોરાંમાં જઇ ખૂબ ચા ઢીંચવાનો વિચાર આવ્યો, પણ તે તેમણે મહા પ્રયાસથી દાબ્યો, અને ઘેર આવ્યા. પણ આશ્ચર્ય ! તેઓ ઘેર આવે ત્યારે હંમેશ પતિરાજનો જરા પણ વિચાર ન કરતાં પાડોશમાં ગપ્પા મારવા જનારી તેમની પત્ની આજે ઘેર હતી. એટલું જ નહિ પણ તેણે નાસ્તો અને મસાલેદાર ચા તૈયાર રાખ્યાં હતાં. કૃષ્ણલાલને આ જોઇ બહુ જ નવાઇ લાગી.

લગ્ન પછી તરત જ, ચા નાસ્તો આપનાર પત્ની સાથે જેટલા

પ્રેમથી બોલાય તેટલા જ પ્રેમથી કૃષ્ણલાલ બોલ્યા, ' ઓહો, આજે તો નાસ્તો ફક્કડ છે ! અને મસાલેદાર ચા ! તારા જેટલી સુંદર !'

' અરે બસ કરો ! કોઇ સાંભળશે તો કહેશે કે આ હમણાંજ પરણ્યાં છે કે શું ? ' રસિલાએ શરમાતાં શરમાતાં ઘરમાં જઇ અભરાઇ પરથી એક નવી કીટલી લાવતાં કહ્યું, ' કેવી છે ? બે ચાર જણા વધુ આવે તો ચા બનાવવા માટે કંઇ સાધન નહોતું. ગુસ્સે તો નહિ થાઓને, તમારાં જૂનાં ધોતિયાં વાસણવાળાને આપીને....'

સામાન્ય સંજોગોમાં તો, પોતાને ખેસ તરીકે કામ લાગે તેવાં ધોતિયાં વાસણવાળાને આપી ભિખાર કિટલી લીધા બદલ કૃષ્ણલાલે રસિલાનું માથું કાણું કરી નાખ્યું હોત, પણ આજે રસિલાની કુંડળીમાંના ક્રૂર ગ્રહોએ પલટો માર્યો હતો, તેથી કૃષ્ણલાલે હસીને પોતાની સંમતિ દર્શાવી, અને કહ્યું, ' ઠીક ઠીક ! હવે આપણે જાહોજલાલીથી જ રહેવાનું છે, સમજી ! હું કંઇ બોલું નહિ માટે જ ચા નાસ્તાની લાંચ રૂશવત આપી લાગે છે ? '

છ મહિનાનો બબલો બાદ કરતાં, ચાર પુત્રો અને એક પુત્રી બહાર રમવા ગયા હતાં એટલે કૃષ્ણલાલની પ્રેમગોષ્ટીને આજે અનુકૂળ વખત મળ્યો હતો. પણ પ્રણયની વાતો એ રજા પ્રમાણે જ જલદીથી વહી જાય છે. થોડી વારમાં જ નાનો ગનુ (ઉમર વર્ષ ત્રણ) બહારથી દોડતો આવ્યો અને ' બા, મારે ખાવું ! ' કહી નાસ્તાની માગણી કરી. રસિલાએ તેને ચપટીક ખાવાનું આપી રવાના કર્યો.

બીજે દિવસે સવારે તો કૃષ્ણલાલે ગજબજ કર્યો. સાત વાગ્યા તો યે પથારીમાંથી ઊઠયા નહિ. સૂર્યોદય પહેલાં ઊઠવાની ટેવ તેથી આંખ તો ઊઘડી જ ગએલી, પણ એટલામાં તેમના ચિરંજીવીએ દીવાલ પર ચોડેલા 'સાહેબ'ના એક ચિત્ર પર તેમની નજર પડી. 'સાહેબ'ના રૂવાબદાર વાળ જોઇ તેમને વિચાર આવ્યો: ' મારે પણ આવા વાળ

હોય તો ? હું પણ જીમખાના પ્લોટમાં બંગલો બાંધી રહેનાર એક મહત્ત્વનો માણસ હોઉં તો ?...શા માટે હંમેશ વહેલું ઊઠવું, કચરો કાઢવો, ચાની તૈયારી કરવી, અને બાઇ સાહેબને બૂમ મારવી ? તેને જરૂર હશે તો મને બોલાવવા આવશે.'

સવારે ઊઠયા પછી હંમેશ મુજબ સાફસુફી અને ચાની તૈયારી ન જણાયાથી ઉપજેલો ગુસ્સો રસિલાએ બાળકોને પથારીમાંથી વહેલાં ઉઠાડીને વ્યક્ત કર્યો. પણ નવી કિટલીનો અનાવરણ સમારંભ યાદ આવતાં તેમણે જરા સ્નેહાળપણે પોતાનો મોરચો કૃષ્ણલાલ તરફ ફેરવ્યો.

'આ શું ! હજુ ઉંઘો છો ? માથું દુઃખતું લાગે છે.' હેડક્લાર્ક સુરેશભાઇ પોતાના હાથ નીચે નોકર રહેલા છે અને તેમના કંઇક અપરાધ બદલ પોતે તેને લાત મારે છે એવા સુખસ્વપ્નમાં કૃષ્ણલાલ મહાલતા હતા. તે સ્વપ્નનો ભંગ થવાથી કૃષ્ણલાલ એકદમ બરાડયા, 'તું કંઇ સમજે છે કે નહિ ? રજાને દિવસે જરા મોડો ઊઠું તો તારા બાપનું શું જાય છે ? અને ચા તૈયાર છે કે ?'

'એટલે ! મારા બાપ સુધી શા માટે જવું પડે છે ! ઊંઘો ને ઊંઘવું હોય તેટલું ! ઊઠો એટલે ચા તૈયાર છે.'

'બસ કર હવે—' કૃષ્ણલાલે દમદાટી દેવી શરૂ કરી, 'હું કંઇ ભાડભૂંજો કારકુન નથી કે ગમે તે સાંભળી રહીશ. લાત મારીને પૈસા ઊભા કરીશ. આ પંચાવન રૂપરડીની નોકરી તો કિસ બિસાતમાં ! આજે છે તેટલા પૈસાથી જ ધંધો શરૂ કરવાનો છું. દસ વર્ષમાં સોના લાખ કરીશ. મારો ફોટો છપાશે, સમજી કે ? અમે કંઇ નોકર કારકુનની જેમ બંગડીઓ પહેરી નથી; જેમ તેમ બોલે છે તે.'

તત્ત્વજ્ઞાનના કોઇ ગૂઢ તત્ત્વની જેટલું જ કૃષ્ણલાલનું ભાષણ રસિલાને અગમ્ય લાગ્યું, પણ નોકરી છોડવાની દુર્બુદ્ધિ પોતાના

પતિરાજને સૂઝી તે તેને ગમ્યું નહિ. કાલ સાંઝથી બનતા બનાવો પરથી કૃષ્ણુલાલને કંઇક ઝોડઝપટ લાગી હોય તેમ પણ તેને શંકા પડી. પણ કૃષ્ણુલાલના બીજા હલ્લાથી તે શુદ્ધિમાં આવી—

'એય ! જો, હું મોઢું ધોઇને આવું છું; ચા તૈયાર રાખ. આજે મારે દાઢી પણ કરવાની છે.'

પાસે જ ઊભેલા ચિરંજીવી નંબર ત્રીજાએ વડિલની સેવા કરવાનો મોકો મળ્યો તેનો લાભ લઇ કહ્યું, 'કાકા, રામજીને બોલાવું ?'

'અરે જાય છે કે નહિ દૂર અહીંથી ? આવ્યો 'લામજીને બોલાવું' કહેનારો ! તું તારૂં સંભાળ ! આજે તો હું 'જીમ્નેસ્ટિક હેઅર કટિંગ સલૂન'માં જવાનો છું.'

કૃષ્ણુલાલે ઘેર દમ છાંટયો, એટલું જ નહિ પણ સલૂનમાં પણ, અસ્ત્રો લાગે છે, તેલ કેમ નથી નાખતો, એવાં એવાં બહાનાં કાઢી હજામને પણ દબડાવ્યો. ઘેર આવી, ત્રણ ચાર માસ અગાઉ લીલામમાંથી લીધેલ પાંચ આનાની ત્રણ પૈકી એક ગોટી સાબુ કાઢી તે લગાડી સ્નાન કર્યું. લગ્ન અથવા જનોઇ વખતે વાપરવા રાખી મૂકેલ ધોતિયું અને કોટ કાઢીને પહેર્યાં, અને શાકભાજી ખરીદવા માર્કેટ તરફ પ્રયાણ કર્યું. માર્કેટના પાછલા ભાગમાં નીચે બેસી વેચતા કણબી શાકવાળાઓ સાથે રકઝક કરીને સસ્તું શાક લેવાનો તેમનો નિત્યક્રમ ત્યજી, આજે તો તેઓ મુખ્ય દરવાજેથી માર્કેટમાં પેઠા અને જરા પણ ચિકાશ કે પૂછપરછ વગર ઊંચામાં ઊંચું શાક વગેરે ખરીદ્યાં. આ કોઇક ઇન્સ્પેકટર કે મામલતદાર લાગે છે એમ સમજી પસ્તાકિયાએ બે વખત સલામ કરીને 'પધારો, પધારો, સાહેબ,' કહી આવકાર આપ્યો; બીજાં ઘરાક પણ અરાંપરાં થઇ ગયાં. હવે કૃષ્ણુલાલને લાગ્યું કે પોતે કંઇક છે; અને બધો બોજો એક મજૂર પાસે ઉપડાવી તેમણે ઘરનો રસ્તો લીધો.

ઘર પાસે આવતાં, શાકભાજીથી ભરેલ ટોપલાવાળા મજૂરને અને રાજાપાઠમાં સજ્જ થએલ કૃષ્ણલાલને જોઇ, પાડોશમાં રહેતા અંબુભાઇ અને હરિભાઇએ (જેમણે ગોઠણ સુધીનાં પંચિયાં જ પહેર્યાં હતાં) 'આજ કૃષ્ણલાલને ઘેર કંઇક લાગે છે!' એમ કહી આશ્ચર્ય વ્યક્ત કર્યું. ટમેટાં, ફ્લાવર, બટાટાં, કેળાં વગેરે બાદશાહી શાકભાજી જોઇ રસિલાબાઇનો ગુસ્સો અદૃશ્ય થઇ ગયો, અને જરા લાડકવાયા સ્વરથી તેમણે પૂછ્યું, 'અરે આ શું! આજે સુરેશભાઈ જમવા આવવાના છે કે શું?'

અમસ્તા તો આ ઉપહાસ પર કૃષ્ણલાલ ચીડાય તેમ નહોતું, પણ આજનો પ્રસંગ જુદો હતો. જેને માટે જીવલા જેવા પટ્ટાવાળાએ પણ પોતાની નાલેશી કરી તે હરામખોર સુરેશભાઇ માટે આટલી તૈયારી?.......છટ્! રસિલા તરફ સુરેશભાઇ જેટલી જ તુચ્છતાથી દૃષ્ટિક્ષેપ કરી તેઓ બોલ્યા, 'જો, આજે કોઇ યે આવનાર નથી. આપણે ઘરનાં જ છીએ. સુરેશભાઇના બાપનું આંહીં શું દાટ્યું છે? શિરો, પૂરી અને આ બધાં શાકભાજી, જલદી જલદી બનાવી નાખ, સમજી! અને જો, આજે સાંજે આપણે સિનેમામાં જઇશું. તું, હું, ગનુ, હરિયો, વગેરે બધ્ધાં!'

'શિનિમા'ની કલ્પના માત્રથી જ આનંદ પામી રસિલા બોલી, 'ખરેખર વહાલા! તો તો આપણે 'સંત તુકારામ' જોવા જઇશું.'

'અરે છટ્! એવું ધાર્મિક ચિત્ર જોઇને શું કરવું છે? તેના કરતાં તો મારામારી અને લડાઇ આવે તેવું 'દિલ હૈ હેવાન' જોવા જઇશું'

ગમે તેમ પણ 'શિનિમા' જોવાનો તો મળશે! પછી આડોશપાડોશમાં ગપ્પાં મારી શકાશે. આ વિચારથી રસિલાએ બિલકુલ વિરોધ દર્શાવ્યો નહિ. ગનુ, હરિયો વગેરે તો સિનેમામાં જવાની

બાતમી આજુબાજુમાં બધે પહોંચાડી આવ્યાં. તે ઉપરથી ' આ શું કહેવાય ? આવા ચાળા તે શોભે ?' કહીને, જેમણે જન્મ ધરીને કદી પણ સિનેમા જોયો જ નહોતો તે મહિલાઓએ પોતાનો સાંસ્કૃતિક વિરોધ દર્શાવ્યો.

જમ્યા પછી યાદ હતાં તે અને એકેક લીટી યાદ હતી તેવાં, ગાયનો ગાવામાં અને છોકરાંઓ પાસે ગવડાવવામાં કૃષ્ણલાલે થોડો સમય પસાર કર્યો. બે છોકરાઓને નવું ક્રિકેટ બૅટ, અને બીજાઓને કંઈક નવીન વસ્તુ અપાવવાનું આશ્વાસન આપીને, પાન ખાધાથી મોઢું કેવુંક લાલ થયું છે તે જોવા માટે કૃષ્ણલાલે ત્રણ ચાર વખત વાંકુચૂંકુ મોં કરી જીભ બહાર કાઢીને અરીસામાં જોયું. પોતાના પિતા હંમેશ આવું વર્તન રાખે એમ બાળકોએ અંતઃકરણ પૂર્વક ઇચ્છયું; અને કાકા કંઇ બોલવાના નથી એમ માનીને ચોરી છુપીથી જવાને બદલે ખુલ્લી રીતે તેઓ બહાર રમવા જતાં રહ્યાં.

સમય પસાર કરવા માટે કૃષ્ણલાલે પાસે પડેલું એક જૂનું વર્તમાનપત્ર હાથમાં લીધું. પહેલા પાના પરની એક મોટા અક્ષરની જાહેરખબર તરફ તેમનું લક્ષ દોરાયું.

**' તમારે પૈસા જોઈએ છે ?**

**તો**

અમારા અસ્સલ સોના જેવા દાગીના વેચી પ્રતિમાસ આઠસો રૂપિયા કમાઇ લો.'

આ વાંચી કૃષ્ણલાલને ઘણો જ આનંદ થયો !

' આપણે આ ધંધો શા માટે ન કરવો ? પણ દાગીના લેશે કોણ ?' થોડીવારે તેમની નજર એક બીજી જાહેરખબર પર પડી. કોઇક પુસ્તકની જાહેરખબર હતી—

'આ પુસ્તક વાંચી હજારો લોકોએ પોતાની ઉન્નતિ સાધી છે. 'મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા' એ ભૂલવું નહિ. આ પુસ્તક મંગાવી લ્યો, અને પુરુષશ્રેષ્ઠ થાઓ. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ, પ્રાઇમ મિનિસ્ટર ચર્ચિલ વગેરેથી માંડીને મદ્રાસના સી. રાજગોપાલાચારિયર પર્યંત બધાના ઉત્તમ અભિપ્રાય.'

કૃષ્ણલાલનાં ચક્ષુ સમક્ષ આ પુસ્તકે એક કોયડો ઉત્પન્ન કર્યો. આ પુસ્તક ખરીદવું જ જોઇએ. આવા આવા મોટા માણસોના અભિપ્રાય! પોતાને તેમાંથી જરૂર કંઇક માર્ગ સૂઝશે. એક વખત તેમને કરિયાણાની દુકાન કાઢવાનો વિચાર થયો. બીજી વાર થયું કે કાપડની દુકાન કાઢી હોય તો? એ બહુ જ સારૂં. એટલું કમાવું કે થોડાં વર્ષમાં જ બગલો બંધાવવો અને મોટર રાખીને...વિચારમાં ને વિચારમાં તે આડે પડખે થયા.

સુખી સંસારનાં સ્વપ્નો તેમની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યાં. વેપારમાં ખૂબખૂબ કમાઇને ગામમાં બે ચાલી અને જીમખાના પર એક બંગલો બાંધ્યો છે, પોતે એક રૉલ્સ રૉયઝ લીધી છે, એક પુત્ર વકીલ, બીજો ડોકટર, ત્રીજો એન્જીનિયર, પુત્રી અત્યંત શ્રીમંત ઘરમાં પરણીને ગઈ છે, અને નાનો પુત્ર આઇ. સી. એસ. કે તેવી કોઇ પરીક્ષામાં બેઠો છે......રેશમી મુલાયમ સાડી પહેરીને કિંચિત્ સ્થૂલ દેહવાળી પત્ની મોટરમાં પાસે બેઠી છે,...બેહાલ બની ગએલ સુરેશભાઇનો પુત્ર પોતાની પાસે નોકરીની યાચના કરે છે અને જર્જરીભૂત બની ગએલ સુરેશભાઈ તેની પુત્રી, હરિયા વેરે લેવા બદલ હાથ જોડીને વિનવણી કરે છે, અને પૂળાપૂળા મૂછો પર હાથ ફેરવતા ફેરવતા પોતે તે ડામિસ સુરેશભાઇને અગાઉની યાદ દેવડાવી દમ છાંટે છે......

'કૃષ્ણલાલભાઇ! એ કૃષ્ણલાલભાઇ! આમ લાતાલાત શું કરો

છો ?' એમ કહી કોઈકે તેમને ઢંઢોળતાં કૃષ્ણલાલ જાગ્યા. જાગીને જુએ છે તો, જેના જંગલી વર્તનથી આ દાવાનળ સળગ્યો હતો, તે જીવલો જ તેમને જગાડી રહ્યો હતો. 'કૃષ્ણલાલભાઇ ! સુરેશભાઇએ આ ચિઠ્ઠી આપી છે. હું જાઉં છું.'

જવાબની રાહ ન જોતાં જ જીવલો અદૃશ્ય થયો, અને કૃષ્ણલાલે ચિઠ્ઠી વાંચવી શરૂ કરી.

'રા. ભાઇશ્રી કૃષ્ણલાલ,

કાલે તમે પૂછ્યા વગર જ ઓફિસમાંથી જતા રહ્યા તે ઠીક કર્યું નથી. ઓફિસ એ કંઇ ઘર નથી એ તમે સમજી શકો છો. આજ રવિવારે બપોરે તમને બોલાવેલ છતાં ન આવવાનો તમારો સંકેત અને મને દીધેલી ગાળો હું ભૂલ્યો નથી. છતાં તમારી ઉમર અને કૌટુંબિક પરિસ્થિતિ જોઈ હું ગમ ખાઇ ગયો છું. હવે તુરત આવીને અધૂરા રહેલ હિસાબ પૂરા કરી જાઓ. મારી જગાએ બીજો કોઇ હોત તો 'તમને ડિસમિસ શા માટે ન કરવા ?' એવો ખુલાસો માગ્યો હોત. હું પણ તેમ કરી શકું છું. પણ....

કૃષ્ણલાલની આંખે અંધારાં આવ્યાં. 'ખરેખર મને ગડગડિયું મળે તો શું થાય ! મારી જ ભૂલ છે. મને કોણ જાણે શું થયું હતું ! આજે જ સુરેશભાઇને સમજાવવા જોઇએ.'

મેલા ખમીસ પર તેવો જ કોટ નાખી, ફાટલી ટોપીમાં ચોટલી અને નસ્કોરામાં તપખીર નાખી તે દાદર ઊતરવા લાગ્યા.

'કાકા ! શિનિમામાં જવું છે ને ?' કહી છોકરાં દોડ્યાં.

'આ શું ? ઓફિસમાં કેમ જવું છે ! શિનિમામાં નથી જવું ?' કહી રસિલાએ હલ્લો કર્યો.

'ચૂલામાં પડયો તમારો સિનેમા ! સિનેમાથી કંઇ પેટ ભરાશે ! અને એવૂ છોકરાં ! જાઓ છો કે 'લગાવું ?'

મારની બીકથી છોકરાંઓ દૂર નાઠાં. પિતાની અગાઉની વર્તણુક પર તેમને ભરોસો નહોતો જ એટલે તેમને કંઈ દુઃખ થયું નહિ. પણ પાડોશણ બાઇએ જ્યારે 'કેમ રસિલા બહેન ! આજ તમે સિનેમામાં જવાનાં હતાં ને ?' કહીને રસિલાને વક્રોક્તિપૂર્ણ પ્રશ્ન પૂછયો ત્યારે રસિલાને મૂંગે મોઢે ઘરમાં ગયા સિવાય રસ્તો નહોતો. પોતાના પતિને કંઇક વળગાડ હતો જ એમ તેમની હવે ખાત્રી થઇ.

૧૩

# માણસ, પશુ અને પથ્થર

સુમી સાંઝનો સમય હતો. પોતાના બેઠા ઘાટના બંગલામાં બેઠા બેઠા કનુભાઈ દૂરના મંદિરમાં થતી આરતીની ઝાલરનો રણકાર સાંભળતા હતા. એકાએક આરતી બંધ થઈ, અને દૂરના ખેતરોમાંથી શિયાળવાંનો રડવાનો અવાજ સંભળાયો. કનુભાઈ આરામખુરશીમાં પડયા પડયા અર્ધજાગૃત અવસ્થા ભોગવવા લાગ્યા. સામે જ જાણે પોતાની પત્ની નાનકડા બાબુને કેડમાં રાખી હસતે મુખે ઊભી રહી હોય એવો ભાસ થયો, થોડી વારમાં સ્વસ્થ થયા. મન વિચારચકડોળે ચડયું. આજે બુધવાર, પત્નીનો મૃત્યુવાર, પંદર વર્ષ પહેલાંની વાત.

કલોરોફોર્મની અસર પૂરી થતાં દરદી શુદ્ધિમાં આવે તેમ કનુભાઈ પણ જાગૃત થયા, અને પાસે પડેલું પુસ્તક લઈ વાંચતા વાંચતા પલંગમાં પડયા. લગભગ બે કલાક વાંચ્યું હશે, પણ ઊંઘ ન આવી.

પાસે જમીન પર પથારીમાં સૂતેલી સરલા તરફ તેમનું ધ્યાન ગયું. અહા ! એક અશિક્ષિત બાલિકા ! પણ તે તો ઘણાં વર્ષ પહેલાંની વાત.

મૃત્યુ પછી માણસો પૃથ્વી પરના બનાવો જોઈ શકતાં હશે ?

જોઇ શકતાં હોય તો બાબુની માતા મારા વિષે શું ધારે? તેના પરનો મારો પ્રેમ ખોટો હતો?

અરે છટ! હજી પણ તેનો ફોટો જોતાં મારી આંખમાં ઝળઝળીયાં આવી જાય છે. આમ છતાં પણ મારા જીવનમાં સરલા ગુંથાઇ. ગામના લોકોએ માન્યું કે સરલાએ કનુભાઇ પર મોહિની નાખી.

પણ તેમાં સરલાનો શો દોષ? છતાં યે પોતાની યોગ્યતા મોજ-શોખની નથી, પણ સેવા કરવાની છે તે એ કદી વિસરી નથી. પરિણીત સ્ત્રીનો હક્ક તેને નથી, સમાજમાં તેનું સન્માન નથી એમ સમજવા છતાં પણ કનુભાઇ પરનો તેનો પ્રેમ રતિભર સુદ્ધાં ઓછો થયો નથી.

નીતિની દૃષ્ટિએ આ પ્રેમ પાપ હશે, પણ ભક્તિની દૃષ્ટિએ—

ભક્તિ એ નીતિથી શ્રેષ્ઠ નથી?

વિચારમાં ને વિચારમાં કનુભાઈ નિદ્રાવશ થયા.



સવારમાં વહેલા કનુભાઇ ઊઠવાનો વિચાર કરે છે, તેટલામાં તો 'ઓહો, અજવાળું થઇ ગયું' એમ બોલતીકને સરલા ઊઠીને દોડી. કનુભાઇ ઊઠયા ત્યાં તો રસોડામાંથી ધુમાડો નીકળતો જોયો. પાણી ગરમ થતું હતું.

નિત્યક્રમથી પરવારી કનુભાઇ ટપાલવાળાની આરાધના કરતા હતા. થોડી વારમાં જ પોસ્ટમેન આવ્યો, અને એક વર્તમાનપત્ર અને બે કાગળો આપ્યા. એક કાગળ બનારસથી બાબુનો હતો. કૉલેજના અભ્યાસ માટે બાબુને બનારસ મોકલ્યો હતો, અને ત્યાંથી તે દર અઠવાડિયે કુશળપત્ર લખતો. બીજા પત્ર ઉપરના અક્ષર ઓળખાયા નહિ. કનુભાઇએ માન્યું કે બાબુનો સંબંધ કરવા માટે કોઈ

કન્યાના પિતાએ માગણી કરી હશે. પત્ર ફોડતાં જ નીચે વાંચ્યું : ' રતિશંકર.'

રતિશંકર તેનો જીગરજાન દોસ્ત. પંદર વર્ષ પહેલાં મુંબઈમાં કોઈએક લેડી ડૉક્ટર સાથે તે પ્રેમમાં હતો. પણ કોઈ કારણથી તે બંનેને બન્યું નહિ. દરમ્યાનમાં મીરત કેસમાં આરોપીની સાથે સંબંધ રાખનારા માણસ તરીકે તેના ઉપર પોલીસને શક ગયો. આથી તે કલકત્તા ભાગ્યો અને ત્યાં મજૂરોની સ્થિતિ સુધારવાની ચળવળમાં ભાગ લઈ કંઈક પ્રકાશમાં આવ્યો હતો. જીવનમાં તે કોઈ રીતે યશસ્વી થયો નહોતો. લગ્ન નહિ, ધંધો નહિ, કીર્તિ નહિ, કશું નહિ. કલકત્તા તરફ તે ક્યાંક છે એટલી જ ખબર મિત્રોને હતી. વાતચીતમાં તેનું નામ આવતાં મિત્રો બોલી ઊઠતા ' એ તે કંઈ માણસ છે ?'

આજે રતિશંકરનો પત્ર વાંચતાં તે જ શબ્દો કનુભાઈના મુખમાંથી નીકળ્યા.

પ્રિય કનુ,

ઘણે લાંબે વખતે જરૂર પડવાથી પત્ર લખું છું. ડૉક્ટરે મને પાંડુરોગ થયાનું ઠરાવ્યું છે. થેલીનું મોં સાંકડું હોવાથી એક જ ડૉક્ટરને મારી તબિયત બતાવી શક્યો છું. પાંચ પચીસ બાહોશ ડૉક્ટરોને મારૂં શરીર બતાવવાની સગવડ હોત, તો હું ધારૂં છું કે મેલેરિયાથી માંડી ક્ષયરોગ સુધીના પાંચ સાત ભયંકર રોગ મને થયા છે એમ ઠરત. અસ્તુ.

મારા રોગનું મુખ્ય ઔષધ વિશ્રાંતિ છે એમ ડૉક્ટર કહે છે. તેથી હું મુંબઈ આવ્યો છું. પણ મુંબઈ અને કલકત્તામાં ઝાઝો ફેર નથી. માટે એકાદ ગામડામાં હવાફેર માટે જવાનો વિચાર કરૂં છું.

જુનિઅર બી. એ. માં આપણે ભણતા ત્યારે તારા લગ્નપ્રસંગે અમે તારે ત્યાં આવ્યા હતા. તે વખતે જે આનંદના દિવસો પસાર

કર્યાં હતા તે યાદ કરતાં તારે ત્યાં આવવાનું મન થાય છે. તારાં ધર્મપત્નીના અવસાનના ખબર જાણી ઘણું દુઃખ થયું છે. બાળુના હિતનો વિચાર કરી તેં ફરી લગ્ન કર્યું નથી તે પણ જાણ્યું. પહેલાં તો હું અજાયબ થયો, પણ પછી વિચાર્યું, 'ત્યાગ એ જીવનનો આત્મા છે. કેટલાક માણસો તે ઘરને ખૂણે આચરે છે, જ્યારે કેટલાક સમાજના ખુલ્લા મેદાનમાં તેનો ઉપયોગ કરે છે.'

તારી સાથે રહી બે ત્રણ મહિના આરામમાં ગાળવા વિચાર છે. ઘણું કરીને તો આવતા રવિવારે જ નીકળીશ. તને કંઈ મુશ્કેલી હોય તો વળતી ટપાલે જવાબ લખજે. પરોણો એ કેવું ત્રાસદાયક પ્રાણી હોય છે તે હું જાણું છું. પણ ગરજવાનને અક્કલ ન હોય.

આ ઉપરથી એમ ન સમજતો કે હું પરણી બેઠો છું, અને સહકુટુંબ, સહપરિવાર (પાંચ સાત બાળકો સહિત) આવનાર છું. હજી તો હું ભીષ્મ પિતામહ અને હનુમાનનો જ દોસ્ત છું.

તારો
રતિશંકર

કનુભાઈ વિચારમાં પડી ગયા. રતિશંકર જેવો દોસ્ત હવાફેર માટે પોતાને ત્યાં આવતો હોય તેને ના કેમ કહેવાય ?

પણ સરલા ? રતિશંકર તો બ્રહ્મચારી જ છે. અને સરલા એ કંઈ મારી પરિણીત સ્ત્રી નથી. વળી રતિશંકર કંઈ બેચાર દિવસ માટે આવતો નથી, નહિ તો તેટલા દિવસ સરલાને કયાંક મોકલી દેવાય. તે તો બેત્રણ મહિના રહેવાનું લખે છે. હવા માફક આવે તો વધુ પણ રહે. પણ ઓછું તો નહિ જ.

ત્રણ મહિના જેટલી લાંબી મુદત સુધી સરલાને મોકલાય પણ કયાં ? છેલ્લાં દસ વર્ષથી પોતાનું ઘર એ જ સરલાની દુનિયા હતી

એ તે જાણતો હતો. ગમે તેવો જીવલગ મિત્ર આવતો હોય તો પણ સરલાને બહારગામ મોકલી દેવાથી તેને મૃત્યુ સમાન જ દુઃખ થાય તે દેખીતું છે.

એ લોહચુંબક વચ્ચે આવેલા લોખંડના કકડાની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ રતિશંકર અને સરલાના વિચારો વચ્ચે ફસાએલા કનુભાઇની થઈ. પણ છેવટે 'પડશે એવા દેવાશે' એમ કનુભાઇએ નક્કી કર્યું.

રતિશંકર આવ્યો. બંને મિત્રો સવારસાંજ બહાર ફરવા જતા. અને આખો દિવસ ખૂબ આનંદમાં ગાળતા. એક દિવસ સાંજે ગામ બહાર ફરીને પાછા આવતાં વાડીના રખેવાળને કનુભાઇએ પૂછ્યું, 'વાડીમાં ઘીસોડાં થયાં છે કે ?' રખેવાળે કહ્યું 'હા બાપા.' 'કેમ આપીશ ?' 'બે પૈસે શેર.' 'બહુ મોંઘાં.'

ત્યાં કંઈ ત્રાજવાંતોલાથી તોળીને આપવાનાં નહોતાં. એટલે શેરને બદલે દોઢ શેર આવત, છતાં કનુભાઇને મોંઘાં લાગ્યાં તે જોઇ રતિશંકરને બહુ નવાઇ લાગી. એટલામાં એક ડોસો દૂર કામ કરતો હતો ત્યાંથી આવી પેલા રખેવાળને કહેવા લાગ્યો, 'આ તો આપણા અન્નદાતા છે, એની સાથે ભાવ હોય નહિ લઇ જાઓ, બાપા, જે આપવું હોય તે આપજો.' છતાં કનુભાઈએ ઘીસોડાં લીધાં નહિ.

ખરેખર, ધનિકો ગરીબોના અન્નદાતા જ ગણાય છે.



રતિશંકરની તબિયતમાં હવાફેરથી સારો ફેર પડયો હતો. કનુભાઈ પણ ખુશમિજાજમાં રહેતા હતા. સરલા કોણ છે અને કનુભાઈ સાથે શા માટે રહે છે તે વિષે રતિશંકરે જરા પણ પૂછપરછ કરી નહોતી. રતિશંકરનો સ્વભાવ આટલો શાન્ત અને પારકી પંચાતમાં ન પડવાની ટેવવાળો થયો હશે એમ કનુભાઇને સ્વપ્ને યે ખ્યાલ નહોતો આવ્યો. કૉલેજનો રતિશંકર કેટલો જક્કી, દુરાગ્રહી અને કજીયાખોર !

કનુભાઇએ ધાર્યું કે માણસ પરદેશમાં ટીચાય એટલે કંઇક નરમ પડે એ વાત ખરી લાગે છે. રતિશંકર પોતાને વિષે કંઇ કહેતો નથી, અને બીજાની પંચાત કરતો નથી. કેવો સુશીલ ! આવો સરળ માણસ ત્રણને બદલે છ મહિના રહે તો યે શું ?

કનુભાઈ તો તેને છ મહિના રાખવા તૈયાર હતા, પણ રતિશંકરે વીસમે દિવસે જ, પોતે બીજે દિવસે જવાનો છે એમ જાહેર કરી દીધું. પોતાનું આશ્ચર્ય છુપાવતાં છુપાવતાં કનુભાઇએ પૂછ્યું, 'કેમ, બસ ? અહીંનાં હવાપાણી માફક નથી ?'

રતિશંકર બોલ્યો, 'ત્રણ મહિના અહીં રહું તો તો પહેલવાન બની જાઉં ! પણ—'

'પણ શું ?'

'કંઇ નહિ' કહી રતિશંકરે વાત બદલી.

કનુભાઇ પણ સમજ્યો કે રતિશંકરે વાત ઉડાવી. તેણે નિશ્ચયપૂર્વક માન્યું કે રતિશંકરના જતા રહેવાનું કારણ સરલા જ છે. પોતે જો ખરેખરી હકીકત તેને કહી દે તો જરૂર રતિશંકર રહે એમ તેને લાગ્યું. કાજળનો રંગ તો કાળો જ છે. પણ તે બાળકોની આંખમાં આંજવામાં આવે જ છે ને ? પોતાનો પ્રેમ પણ તેવો જ—

પોતાનો અને સરલાનો પ્રેમ ક્ષમ્ય છે એમ રતિશંકરને ખાત્રી થાય તો—

રતિશંકરને મોઢેમોઢ આ હકીકત કેમ કહેવાય ?

રતિશંકરની ઓરડીમાં મુકવા માટે લખેલો કાગળ કનુભાઈએ વાંચી જોયો, અને જરા હસવું આવ્યું.

**પ્રિય રતિશંકર,**

આટલી થોડી મુદતમાં તું અહીંથી શા માટે જતો રહે છે, તે

તેં મને જણાવ્યું નથી. પણ કેટલીક બાબતો કહ્યા વિના જ સમજી જવાય છે.

તારા જવાનું કારણ સરલા છે, ખરું ને ? સરલા મારા જીવનમાં કેમ દાખલ થઈ તે તું જાણશે તો મને માફ કરશે.

બાબુની માતા તેને ત્રણ વર્ષનો મૂકી જતી રહી. ત્યાર પછી ઘણે ઠેકાણેથી માગાં આવ્યાં છતાં પણ મેં ફરીથી લગ્ન કર્યું નહિ. બીજું લગ્ન ન કરવાનું કારણ બાબુના હિતનું રક્ષણ ! બીજા લગ્નથી ચાર પાંચ બાળકો થાય એટલે બાબુને માટે કરેલા બધા વિચારો મનમાં જ રહી જાય. બાબુને એલ. એલ. બી. બનાવવાનો મારો વિચાર તેની માતા પાસે પણ અનેકવાર મેં વ્યક્ત કરેલો.

બાબુની માતાના સ્વર્ગવાસ પછી ત્રણચાર વર્ષ મેં તેના પ્રેમ-બળથી કાઢયાં. આ વર્ષોમાં મને સ્ત્રીપ્રેમ સાંભર્યો જ નહિ એમ માનીશ નહિ. પણ હું કોઈ દિવસ બેચેન થયો નહિ.

બાબુની માતાનાં મૃત્યુ પછી તરત જ મેં સરલાને અમારી સાથે રાખી. એક અશિક્ષિત, અનાથ બાલવિધવા, એ દૃષ્ટિથી જ મેં તેને તે વખતે રાખી હતી. પણ પછી બાબુ ભણવા માટે બહારગામ ગયો, અને સરલા તો મારી સાથે જ રહી.

મોહની સામે હું ખૂબ ઝૂઝયો. પણ મારું જોર ન ચાલ્યું. સરલા મારી જ્ઞાતિની હોત અને ભણેલીગણેલી હોત, તો તો તેની સાથે લગ્ન જ કરી લેત, પણ તે અશક્ય હતું. વળી બાબુ ભણીગણીને આવે અને કોઈ સારા કુટુમ્બમાંથી કન્યા પરણે, તો તે વહુને સરલા સાથે ઘડી પણ કેમ બને ?

આવો સારાસાર વિચાર કરી મેં લગ્નનો વિચાર માંડી વાળ્યો. થોડા દિવસ લોકોએ ટીકા કરી, પણ પછી મારા ઉદાર સ્વભાવને લીધે તે સર્વે શાંત રહ્યાં. મારે મોહનો ભોગ નહોતું બનવું જોઈતું

એમ તું કહેશે. મારે પણ તે કબૂલ છે. પણ રતિશંકર, તને ગમે તેટલો ગુસ્સો લાગે તો યે એક બાબત તો તું ભૂલતો ના, કે કનુભાઇ માણસ છે, પથ્થર નથી.

તારો
કનુભાઇ

કનુભાઇએ આ કાગળ રતિશંકરના ટેબલ ઉપર મૂકતી વખતે માન્યું કે રાત્રે કાગળ વાંચતાંની સાથે જ રતિશંકર બૂમ પાડીને કહેશે, 'કનુભાઈ, મેં કાલે જવાનો વિચાર માંડી વાળ્યો છે.'

પણ માણસ ધારે છે કંઇ અને ઇશ્વર કરે છે કંઇ. કનુભાઇની ધારણા ખોટી પડી. સવારે ઊઠતાં વેંત રતિશંકરે જવા માટેની બધી તૈયારી કરી રાખેલી કનુભાઇએ જોઇ.

બંને મિત્રો ચા પીતા હતા એવામાં બહાર ઘોડાગાડીનો ખખડાટ સંભળાયો. ગાડીવાળો સામાન લઇ ગયો. રતિશંકરે કોટ પહેરતાં પહેરતાં કનુભાઇના હાથમાં એક કાગળ મૂકયો, અને કહ્યું, 'નિરાંતે વાંચજે.'

કનુભાઇએ કાગળ પોતાની ઓરડીમાં મૂકયો, અને રતિશંકરને વળાવવા પોતે પણ તેની સાથે બહાર નીકળ્યો. હસીને તેને વિદાય આપતાં 'ફરીથી જલદી પાછા આવવાનો' આગ્રહ કરતાં કરતાં યે કનુભાઇના મનમાં પત્ર વાંચવાની આતુરતા વધતી જતી હતી. રતિશંકરે શું લખ્યું હશે? એકાદ નીતિવિષયક લાંબું લચક પ્રવચન? કે એકપત્નીવ્રતધારી શ્રી રામચંદ્રનું ચરિત્ર વાંચવાની ભલામણ?

પ્રિય કનુ.

તારો પત્ર વાંચી આનંદ, આશ્ચર્ય અને દુઃખની વિવિધ લાગણી અનુભવી. આનંદ થયો તારૂં નિખાલસ દિલ અને મારા ઉપરનો પ્રેમ જોઇને. નાનપણની ભાવનાઓ હજુ જેવી ને તેવી જ રહી છે એ તારા પત્ર ઉપરથી હું સ્પષ્ટ જોઇ શકયો. કૉલેજમાં એકબીજાના

ગળામાં હાથ નાખી ફરનારા મિત્રો આજ વીસ વર્ષ પછી યે એક બીજાને ભુલી શક્યા નથી એ ખરેખર આનંદની પરિસીમા છે.

પણ મારા મનમાં આનંદ કરતાં આશ્ચર્ય અને દુઃખ વધારે થયાં છે. તારા અને સરલાના લગ્નવિરહિત સંબંધ બદ્દલ જ દુઃખ થયું છે એમ નથી, પણ પ્રીતિનું ચિત્ર હંમેશાં નીતિના ચોકઠામાં ગોઠવી શકાતું નથી એ સ્પષ્ટ છે. સ્ત્રી પુરુષનો સંબંધ અનિર્બંધ હોઇ શકે એમ હું માની શકતો નથી.

ચોકઠામાં ગોઠવવા માટે ચિત્રને કાપવું એમ જૂના વિચારના અને અનુભવવૃદ્ધો કહે છે. પણ તારા જેવા માને છે કે ચોકઠા કરતાં ચિત્ર વધુ કિંમતી છે. આ ચર્ચામાં હું ઊતરવા માગતો નથી. તેં અને સરલાએ બીજા કોઈને ભોગે સુખ લીધું નથી, એટલું સારું છે. આથી મારી દૃષ્ટિએ કદાચ તમારો પ્રેમ ક્ષમ્ય ઠરે. એમાં સરલાને જરા અન્યાય થયો છે; પણ–

તારા વર્તનના સમર્થનમાં તેં જે કંઇ લખ્યું તે મારે ગળે ઊતરતું નથી. તું લખે છે 'કનુભાઇ માણસ છે, પથ્થર નથી!' હું કહું છું કે તું માણસેય નથી અને પથ્થરે નથી. તું પશુ છે!

આ વાંચીને તને ખૂબ ગુસ્સો આવશે. પણ કનુ, યાદ રાખજે કે કે સ્ત્રીપુરુષનાં પરસ્પર આકર્ષણ, બાળ બચ્ચાં ઉપરનો પ્રેમ, ઇત્યાદિમાં જ માણસની માણસાઇ સમાપ્ત થતી નથી. બિલાડી પોતાનાં બચ્ચાં માટે કેટલો ભોગ આપે છે તેનો વિચાર કર. તેને માટે તે ગમે ત્યાંથી ઉંદર શોધી લાવે છે, તેને ઘેર ઘેર ફેરવે છે, તેને શિકાર કરતાં શીખવે છે; કેટલીક વાર જીવને જોખમે પણ તેનું રક્ષણ કરે છે. બાબુને માટે તું જે ભોગ આપી રહ્યો છે અને આપવા તૈયાર છે એમાં અને આમાં તને શો ફેર લાગે છે? આમાં કંઈ મનુષ્યની મોટાઈ નથી—વાત્સલ્યનું સામર્થ્ય જ છે.

તારો અને સરલાનો પ્રેમ જરા બારીકાઇથી નિહાળી જો. ભક્તિ કરતાં તેમાં શારીરિક આસક્તિનો અંશ વધુ છે એ ભૂલતો નહિ. આ આસક્તિ એ દુનિયામાં મોટામાં મોટું બંધન છે; શરીરસુખનો મોહ તજવો એ તદ્દન સહેલું છે એમ હું માનું છું એમ નથી. મારા જવાનું કારણ તમારો આ સમાજનિષિધ્ધ પ્રેમ નથી.

કનુ, અહીં મારા શરીરને તો વિશ્રાંતિ મળી, પણ મન વધુ અસ્વસ્થ થયું. તેનું કારણ તારૂં ઘર નથી. તારા ઘર બહાર, ગામમાં જે દૈન્ય અને દારિદ્રય પ્રસરી રહ્યાં છે, વિષમતા પોતાનું રાજ્ય જમાવી રહી છે, અન્યાયને ન્યાય માનનારો સમાજનો નીચલો થર તારા જેવા સાત્વિક પણ આંધળા માણસોના પગ નીચે કચડાય છે–તે જોઇ મને ખૂબ લાગણી થયા કરતી.

અધૂરામાં પૂરૂં કાલનાં છાપામાં વાંચ્યું કે કલકત્તામાં હું જે મજૂરોની સાથે કામ કરતો હતો તેમણે જબરી લડત ઉઠાવી છે. તને તો એની ક્યાંથી ખબર હોય? તારા જેવા તો સિનેમાનટીનાં ચિત્રો અને એવાં નિરૂપયોગી તત્ત્વો જોવામાંથી નવરા થાય ત્યારે આ ખબર વાંચેને? આ ખબર વાંચતાં જ મન અસ્વસ્થ થયું, અને જવાનું નક્કી કર્યું.

કનુ, રતિશંકર માણસ છે, પથ્થર નથી. પેટપૂર ખાવાનું મેળવવા માટે લડત ઉપાડનાર હજારો મજૂરોનો મિત્ર કહેવડાવનાર હું નિરાંતે આરામ કેમ માણું? પથ્થર બની અમર થવા કરતાં, પશુ બની સુખચેનમાં જીવવા કરતાં, મનુષ્ય બની મરવામાં આનંદ છે એમ તને નથી લાગતું?

તારો
રતિશંકર

